# રોહે-આદીલ.

કલગી ગાયન સંગ્રહ.

ભાગ ૧ લો

કિંમત રૂ. ૧-૮-૦

કોવલાની ઝુંડ નીચે આદીલ.



નામે-ખુદા.

# શેહે-આદીલ.

## કલગી ગાયન સંગ્રહ.

ભાગ ૧ લો.

જેમાં

સેતાયશે પાક

યઝદાન, મદીરા અને

તાડીનો સંવાદ, શેહેનશાહ

જ્યોર્જ પંચમ માટે પ્રભુ પ્રાર્થના,

ગુજરાતમાં જળ પ્રલયની આફત,

શેરેપંજાબ લાલા લજપતરાયના દુઃખદાયક

મરણનો અતિ કરૂણારસિક ખ્યાલ, મરહુમ

શેઠ જેહાંગીર મરઝબાંનના દુઃખદાયક મરણનો ખ્યાલ,

મરહુમ ઝાલ મરઝબાંનના દુઃખદાયક મરણનોખ્યાલ, મરહુમબાઇ

જરબાઇ વાહડીઆના દુઃખદાયક મરણનો ખ્યાલ, ક્રીકેટના જંગમા

પારસી ચેંમપ્યનો, સુધારાની બદી, બાર્ટન કેસ, હારવે-નરીમાન લાયબલકેસ

સ્ટીમર ટીટેનીકની હોનારત, ટોરપીડો થયેલો અરેબ્યામેલ, ગઉરક્ષા,

કીસ્સ-એ-સંજાણ, પરધર્મની કેળવણીના કડવાં ફળો,

ઇ. સ. ૧૯૨૯ નું મુંબઇનું ભયભીત હુલ્લડ, સાઇકલ ઉપર

દુન્યાની સફર કરનારા ત્રણ પારસી વિરળાઓ, હોળીનો

મહિમા, કૃષ્ણલીલા, હીન્દને સ્વરાજ્ય, માહત્માં

ગાંધીનુ શિક્ષણ અવસ્તા ભાષામાં સેતાયશ

તેના તરજુમા સાથે જે છે તે ઇશ્વરનુજ

છે, કવિતા દેવી પ્રસન્ન, તરકારીઓના

નામો, મચ્છીઆના નામો તે ઉપરાંત

બોધદાયક સખીઓ, ધોંસાઓ

વિગેરેનો પુરતો સમાવેશ

કરવામાં આવ્યો છે

રચનાર

**રૂસતમ નઓશેરવાન માસતર ( આદીલ )**



ઇ. સ. ૧૯૨૯ એપ્રીલ. કીં. રૂ. ૧-૮-૦.

# સાંકળ્યું.







# સેતાયશે—પાક યઝદાન.

(ખ્યાલ ગુજરાતી—રંગત ખડી.)



સઉથી અલગ તું શાંમીલ સઉમાં તું કાદર છે તુંજ કદીર
મેહેર સદા કર મુજ બંદા પર અય ! કુદરતના કારાગીર (ટેક)
અર્શ કુર્શ લાસાન આસ્મા સ્થાન છે નવમું તાહારૂં સ્શીર
છતાં જગે જગ છે ઝાહીર તું કુલ આલમનો આલમગીર
દરશન દીધા ઝરાથુસ્તને વચેઝે મેરાં ધર્તિ શુરવીર
પયંબરી દીલથી દઇ દીધી દીન ઝરથુસ્તી થઈ ઝાહીર
ઝમબુલ યાને ઝંદઅવસ્તા કીતાબ ઉતારી જેને સીર
મેહેર સદા કર મુજ બંદા પર અય ! કુદરતના કારાગીર

૧

કોહે તુર પર નુર બતાવ્યું મુસાને તેં બેતકદીર
પયંબરીના દરજો દીધો કીધો જેને તેં બાતઓકીર
પાક જેપર તઓરેદ ઉતારી લાખ ભરી જેમાં તદબીર
યહુદી ઉમ્મત નબી મુસાની જાન જેને શાહા ફકીર
મુજ અંતરના આઇનામાં પાક દીસે તહારી તસ્વીર
મેહેર સ[illegible] કર મુજ બંદા પર અય ! કુદરતના કારાગીર

૨

ત્રીજી [illegible]ર તેં કીધી છે યઝદાં ઇસા પાક નર પર નાદીર
કીતાબ [illegible]રી જેપર ઇનજીલ કીધો પયંબર પુર તાસીર
જગ મ[illegible]ર છે ક્રાઈસ્ટનું શિક્ષણ જે સમજે થઇ મન ગંભીર
આ જ[illegible] કોઇ ભલે ભીખારી તે જગમાં પામે જાગીર
દીનને [illegible]જે પ્રાણ પવિત્તર શુળી પર કીધો હાઝીર
મેહેર [illegible] કર મુજ બંદા પર અય ! કુદરતના કારાગીર

એથી મેહેર તે નર પર કીધી ચમકાવી જેની તકદીર
પયંબરી મોહુંમદને બક્ષી કીધો તેને મનનો મનહીર
પાક જે પર કુરકાન ઉતારી હર વાતે કીધો માહીર
બક્ષી નબુવત કીધો જેને તેં દીન દુન્યાનો પાહરેગીર
યારો નબી તેં કીધા છે બરહક આદીલ અવ્વલથી આખીર
મેહેર સદા કર મુજ બંદા પર અય! કુદરતના કારાગીર

૪

## મદીરા અને તાડીનો સંવાદ

( ખ્યાલ ગુજરાતી-રંગત ખડી )



### મદીરાનો મદ.

સમજો યારો સઉ નરનારો સુની કરો મ્હારી યારી
નામ દારૂ સરનામ છે મ્હારૂ હરેક નિશા પર સરદારી (ટેક)
હર ઇન્સાનો ઝઇફ જવાંનો વિના બોલાવવે આવે છે
મ્હારાં નામની ધુમ એવી છે સઉ કોઇ શિશ ઝુંકાવે છે
અદના આલા ફકીર શાહો પ્રિતે પ્રેમ દોડાવે છે
ખરચી દાંમો બની ગુલાંમો મ્હને ખરીદી લાવે છે

( ઝુલ )

મોજીલાઓ મોજ ઉડાવે
પીઠે પીઠે રંગ જમાવે
હક હલાલના દાંમ ગુમાવે
હક હલાલના દાંમ ગુમાવે તોયે કરે પ્રિતી મ્હારી
નામ દારૂ સરનામ છે મ્હારૂ હરેક નિશાપર સરદારી

૧

### તાડીનો તરખાટ

ચુપ રહે દારૂ તુચ્છ તડકરા નથી તુને શું મ્હારી ખબર ?
હરેક નિશાની છું હું માતા મ્હારેથી કોઈ નથી ઝબર
ફણફણુ કરતી ફણી ચઢાઉં અકાશ લાઉ ધર્તિ પર
ઉંચ ખમીર મ્હારૂ બતલાઉં કરૂ બધાં પર રૂડી અસર

( જુલ )

ધર્તિમાથી જન્મ લીધો મેં

ગુણ ઉત્તમ સર્વને દીધો મેં

દારૂ તુજને પેદા કીધો મેં

દારૂ તુજને પેદા કીધો મેં લજવઇ મર દુરાચારી

નાખ નથી ત્હારાં મોંઢા પર ધુળ ત્હારી ઝીંદગી સારી

૨

## દારૂની દમડાટી.

રે ! તાડી કાં બડાઇ મારે નથી તને કંઈ લાજ શરમ

ચઢી ખજુરી પર તરવાડો વિંધે કાળજું કરી જખમ

નિકળે તાડી તું તેમાથી ખાઈ ખજુરી માં નો ગમ

બિસાદ ત્હારી શું એટલી કે મ્હને કરે ખાલી દમસમ ?

( જુલ )

હું દારૂ જો મનથી ચ્હાઉં

હીચકારાને વીર બનાઉં

વિરો પર વિમા વરસાઉં

વિરો પર વિમા વરસાઉં તાકત છે મુજમાં ભારી

નામ દારૂ સરનામ છે મ્હારૂં હરેક નિશા પર સરદારી

૩

## તાડીનો ટચકો.

સાંભળ રે ! ઓ મૂર્ખા દારૂ વ્યર્થ કરે કાં વાદ વિવાદ

તું શત્રુ ઇન્સાન તણો છે કંઇ એકને કીધા બરબાદ

મધ કરતાં પણ મધુર હું છું અમૃત રસ છે મુજ બુનીયાદ

ન્યાય ત્હારો મ્હારો કરશે હયાં ખરેખરો આદીલ ઉસ્તાદ

(જુલ)

નિંચ ત્હારી આદતા ખરી છે

અએબ હઝારો તુંમાં ભરી છે

સજા ત્હને માલેકે કરી છે

સજા ત્હને માલેકે કરી છે જળે અગનમાં દેહ તારી

નાખ નથી ત્હારાં મોઢાં પર ધુળ ત્હારી ઝીંદગી સારી

૪

# શહનશાહ જ્યોર્જ પંચમ માટે પ્રભુ પ્રાર્થના.

(ખ્યાલ ગુજરાતી–રંગત છોટી ઝરફી)



સર ઝુકી ખાક દરમ્યાન—પાક યઝદાન
માનુ અહેસાન — હું ત્હારાં લાખો
દાદાર મ્હારા શહનશાહને સલામત રાખો (ટેક)
સઉ દફે દર્દ દુઃખ કરો—મુસીબત હરો
મુરાદે ભરો — પ્રજાની દામન
જેના ભુંડા ગ્રહોનું ખુદા તું કરજે ખનદન
ઉઠ દુઃખને મારી ઠેશ—ચાહે એમ દેશ
દેશ પરદેશ — હિન્દ ને બ્રિટન
ચાહે દુઆ એવી કુલ આલમના અંજુમન

( ચાલ )

તું પાક છે પરવદા પરવર મુજ પ્યારો
સુની અરઝી લાવ શહનશાહના દુઃખનો આરો
એમ સારી પ્રજાઓ ચ્હાય—ખુદા થા સહાય
તરસી રહી હાય—હમારી આંખો
દાદાર મ્હારા શહનશાહને સલામત રાખો

૧

હાય શાની ચિંતને ધરે—દુઃખી તે કરે
જેના દુઃખ હરે—સિવા કોણ ત્હારા
કર મહેર જ્યોર્જ પંચમ પર પરવર પ્યારા
ભર દરિએ વમળથી નાવ—ડુબતી બચાવ
કિનારે લાવ—રે ! યઝદાં મ્હારા
ચાહે દોઆ એવી કુલ ધર્તિ ગગન ને તારા

( ચાલ )

સાતો અફલાકો કહે છે આમીન આમીન
કુલ મલાયકો છે મ્હારી વાતના જામીન
કરો કોડોના હસ્તાં મુખ—આપીને સુખ
દફે કુલ દુઃખ—કરી ઝટ નાંખો
દાદાર મ્હારા શહનશાહને સલામત રાખો

૨

આ રાજ્ય પિતાનું રાજ—અમર રહો તાજ
પ્રજા છે આજ—સુખી જે રાજે
ચાહે નેક દોઆઓ સઉ કોઇ એક અવાજે
તું પરવર પાલનહાર—હું નિરાધાર
અરજી આ વાર—કરૂં છું આજે
એક પગે ઉભો રહી રહી ત્હારે દરવાજે

( ચાલ )

મુજ ભક્તિ ભાવથી અરજી કીધેલી ન્યારી
મનઝુર કરજે દરગાહમાં દાવર ત્હારી
રહો કાયમ સુખની સેજ—દોઆ છે એજ
સિતારો તેજ—ન પડતો ઝાંખો
દાદાર મ્હારા શહનશાહને સલાંમત રાખો

૩

તું વગર કોઇ દાદાર—મદદ કરનાર
નથી ઝીનહાર—સારી જગ અંદર
લાવ હાથ ધરી તું ફરી એને આસન પર
તોડ સખ્ત દુ:ખોની કડી—સુખોની ઘડી
તું દે હર ઘડી—દયાળુ દાવર
આદીલ કહે કર બએર ખુદાવંદ ખાવર

( ચાલ )

હું ખાકસાર બાકી બંદા છું ગરજી
મુજ અંત:કરણની સમજ કીધેલી અરજી
કહે આદીલ દરશન પાઉં—શાદ મન થાઉં
ઉડી હું જાઉં—ખુદા દે પાંખો
દાદાર મ્હારા શહનશાહને સલાંમત રાખો

# ગુજરાતમા જળ પ્રલયની આફત.

( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી )



શું આ કોપ તારો ગીરધારી—ભયભિત આફત વરસી ભારી
મારીઆં કંઇ એક નરનેનારી—વૃધ બાળકો જવાંન
જળના પ્રલયથી—ગરવી ગુજરાત બની સમસાન સમાન (ટેક)
તારીખ ૧૪ મી રવિવાર—માસ જુલાઇ યાદ ગાર
પાંણી પડયું મુસલધાર—ખ્યાલ કરો નરો
ગામોને આસો—ઝમીન દોસ થયાં હઝારો ઘરો નરો
જ્યાં ત્યાં ફરી વલ્યાં પાંણી—કીંમતી જીવોની થઇ હાંણી
ડુબ્યાં પશુ પંખી પ્રાંણી—ચિત ધરો નરો
માણવીઓના—જેમાં બહુ મરો થયો છે ખરો નરો

(શેર)

પુરૂષો સ્ત્રીઓ પશુ બાળકો—ડુબતાં પોકારો મારતાં
હાડોહાડ ધ્રુજતાં જણ જણા—આવી કઝા એમ ધારતાં
વળી વા વિઝોડાંઓ અતિ—સણનન સણંન ફુંનકારતાં
સઉ લા, ઈલાજો થઇ ગયાં—ડુબતાંન કોઇના તારતાં
હાય હાય આં શુ કેહર—કર્તા તારો ચારો નર
ગામો ઘેરો શેહેરો શેહેર—બન્યાં ઉજ્જડ વેરાન
જળના પ્રલયથી—ગરવી ગુજરાત બની સમસાન સમાન

૧

ન્યારી નગરી અંમદાવાદ—વાણુજ વેપારે આબાદ
જોત જોતાં થઇ બરબાદ—ડુબી પાણીમાં
હાય અરે ! કીસમત—પલકમાં મળી કેવી ધુળધાણીમાં
રે ! આ દયા કેરા દાણી—પ્રભુ દયા કાં ન આણી
પીલ્યાં વવાણી વવાણી—જાંણે ઘાણીમાં
ખામ ન રાખી—હરી તેં હરેક તરાહની હાણીમાં

(શેર)

હાય આભ જાણે ફાટીયું—પાણી પડે આકાસથી
વિજળી ગોયા વેરણ થઇ—ચમકી રહી ચોપાસથી
રગેરગ છુટે કંમ પારીઓ—ભયભિત જળના ત્રાસથી
મરવા તે કોઇને શું ગમે?—જીવતાં જીવત જળવાસથી
કંઈતો બચવા ચઢ્યાં ઝાડે—ભુખ્યાં પ્યાસાં અંગ ઉઘાડે
કંઈકંઈ ડુબતાં બુમો પાડે—રે! ઓ કોઇ બચાવો જાન
જળના પ્રલયથી—ગરવી ગુજરાત બની સમસાન સમાન

૨

હયાંથી આગળ વધી રેલ—આવી વડોદરામાં સેહેલ
વાતો થઇ પડી મુશકેલ—કોપ વરતી રહયો હાય
જળ વૃષ્ટિથી—શેહેરની નદી ને નાળાંઓ ઉભલાય
ચાલ્યો ચોબાજુથી મારો—ભારે પાણીનો ધસારો
કીંમતી જીવડા કંઈ હઝારો—જોત જોતાંમા તણાય
શેહેર વડોદરા—જાણે પાણીમા ડુબેલું ડોળાખાય

( શેર )

પુલો ટુટા પોલાદના—ભૈંકાર જળના મારથી
થયો નાશ ઘેરોનો શેહેરનો—જળ વૃષ્ટિ મુસળ ધારથી
સુમસાંમ નગરી થઇ પડી—રે! કુળ વણજ વેપારથી
કંઇ જળના પેટાંમાં ગયાં—ગયાં રવડી કંઇ ઘરબારથી
નાતો ખાવા કોઇને અંન—નાતો વસ્ત્ર મળે તન
ઉઘાડે અગ થયા નિર્ધન—જે કે હતા ધન્યવાન
જળના પ્રલયથી—ગરવી ગુજરાત બની સમસાન સમાન

૩

જીલ્લો કાઠયાવાડી ન્યારો—રેલે સપડાયોજે સારો
માર્યાં નરનારો હઝારો—રે! ઓજગ દાતા!
રાતામાતા—ગણાતા પ્રભુ ન આવ્યા કાં ધાતા?
હવે હિંદુ મુસલમાનો—છોડો ટંટા ઝગડા માનો
ખ્યાલ કરો હિંદ માતાનો—સુનો હિન્દ ભ્રાતા
દેવા સાહાતા—એક થઇ બાહાર પડો હરીગુણ ગાતા

( શેર )

શું હિંદુ, ખ્રીસ્તી, પારસી—ઇસ્લાંમ દુર નહીં છેક છે
ગે શક મઝહબ તો છે જુદા—સઉનો ખુદા તો એક છે
આદમના બેટાઓ બધા—તમ ભાઇઓ હરએક છે
તો ભાઇ ભાઇના દુઃખ હરો—રાજી જેમાં માલેક છે
આપો બનતી સહાય આજે—ના કંઈ રાખો કાળ કાજે
દાઝો દુઃખીઓની દાઝે—કહે આદીલ નોશેરવાન
જાગના પ્રલયથી—ગરવી ગુજરાત બની સમસાન સમાન

૪

## શેરે પંજાબ લાલા લજપતરાયનું દુઃખદાયક મરણ.

( ખ્યાલ ગુજરાતી—ઝરફી લંગડી )

શું આ કર્તા ત્હારો કેહેર—હિન્દ માતા પર ચોમેર
શેહેરો શેહેર ઘેરો ઘેર—આંખો આંસુથી ભરાય
હિંદનો હિરો—ગુમ થઇ ગીયો છે લાલા લજપતરાય (ટેક)
ફરતાં આસમાનનું ચક્કર—જેણે કેવાં કીધાં મક્કર
જીવ લેણ મારી ટક્કર ભારે ભયથી ભરી
જમરાજાએ—નાખ્યો આં હિંદનો સિતારો ગુમ કરી
૧૯ સો અઠ્ઠાવીસ સન—૧૭ નવેમબરના દન
શનિવારનું વિઘન — નહીં ત્વરયું જરી
એકા એકી—હાય વિર નરે દેહ ધર્નિ પર ધરી

( શેર )

આતુર હતો શુરવીર નર—સવરાજ્ય કેરા ખાબનો
હતો ડર નહીં દીલમાં જેનો—હરગેઝ કોઇના દાબનો
વેહેતો ઝરો જગમાં હતો—ગોયા જે નિર્મળ આબનો
કેવો જોતજોતામાં અરે—સિંહ ગુમ થયો પંજાબનો
સુની મોતનો પયગામ—શું હિન્દુ કે ઇસ્લામ
વરણ અઢારે તમામ—આકુળ વ્યાકુળ સર્વે થાય
હિન્દનો હિરો—ગુમ થઇ ગીયો છે લાલા લજપતરાય

હાય હાયરે ભગવાન—કાં તું બન્યો ક્રોધામાન
જોત જોતાં લીધો જાન—શું ખોટ પડી
ટળી ન ટાળી—માથે આવેલી કાળની બુરી ઘડી
આવી સામો ઉભો કાળ બની અતિશય વિક્રાળ
ફેંકી મોતની શું જાળ—અતિ ક્રોધે ચહડી
આ દુનિયાના—ચમનથી ચોરી ગયો ખીલતી ગુલછડી

(શેર)

લાખો હતા કાંટાઓ ને—કચરા થુવરીઆ બાગમાં
ખુશબુ વનાના પુલ કંઇ—ક્રોડો હતાં તુજ લાગમાં
કેમ ના ગયો અય કાળ તું—એમાંથી કોઇના ભાગમાં
તોડી પુલ ગુલ્લાલા તણુ—હિન્દને હોમાવી આગમાં
ખાઇ કાળનો ઝપેટો—કેવો શુરો વિરો બેટો
પડયો હિન્દ માતાથી છેટો—કોપ જોવાયો ન જાય
હિન્દનો હિરો—ગુમ થઈ ગયો છે લાલા લજપતરાય

૨

છુટા તારો ઉપર તાર-સૌને થઇ ખબર તે વાર
ચોખુટ મચ્યો હો હોકાર-ચિત ધરો નરો
હિન્દ માતાનો—હિરો આ ગયો વીરો પુત ખરો નરો
વિરો પંજાબી શેર—શુરો લડવઇઓ દીલેર
લડતો સિંહ વાઘોની પેર-ખ્યાલ કરો નરો
હિંદ બેટાઓ—રે! કુલ નેતાઓ જેનો દમ ભરો નરો

(શેર)

સવરાજી શિક્ષણ દઇ ગયો—પુત હિન્દ ગર્વી ગાયનો
જો સાથમાં કંઇ લઇ ગયો—તો સાફ દીલનો આયનો
જયાં જયાંબી પડશે કામ તુજ—ત્યાં દમ ભરાશે હાયનો
વિસરાશે ગમ કોઇથી નહીં—શ્રી લાલા લજપતરાયનો
હાલત હિન્દ માતાની કેવી—હતી અંધાધુંધી જેવી
તેમાં ખોટ પડી ગઇ એવી—માહ જાુન કહેવાય
હિન્દનો હિરો—ગુમ થઇ ગીયો છે લાલા લજપતરાય

રે ! ઓ હિન્દના બેટાઓ–સુનો વિદ્વાનો નેતાઓ
અભિલાષામાં રહેતાઓ–સવરાજ્ય તણી
મહાન એક નરના—મૃત્યુથી ખોટ તમુને પડી ઘણી
પણ તે ધીરજ હઇયે ધારી–છોડી કોમી મારામારી
દેજો એકસંપી વધારી–પાઠ સુલેહનો ભણી
સંપ સુલેહના—છે ફળ બહુ મીઠાં તે લેજો વણી વણી

(શેર)

વિરળો ગયો જગથી વયો—રખે કોઇ નર એવો મરે
એક વિર નરના શોકમાં—કુલ હિન્દ આંસુઓ ભરે
આકાશ ધર્તિ તલ મળે—તારા સિતારા થર થરે
જંગલ જળે પાહાડો હલે—ઝાડો રડે પાનો ખરે
જે કંઈ થવાનુ તે થયું-ચલણ કોઇનું કંઇ ના રહ્યું
હિન્દી મુકટ મણી ગયું-ગુંણા આદીલ જેના ગાય
હિન્દનો હિરો—ગુમ થઇ ગયો છે લાલા લજપતરાય

૪

## મરહુમ જહાંગીર મરઝબાનનું દુઃખદાયક મરણ

(ખ્યાલ ગુજરાતી–લંગડી ઝરફી)

---

શું આ કેહેર વરત્યો દાવર–સારી ખલકતના એ ખાવર
ઉંચકી લીધો પલમાં યાવર–યારી લાખોને દેનાર
પરદુઃખ ભનજન—ગયો દુખીઓની દાઝ હઇયે ધરનાર (ટેક)
ઝઇફ જહાંગીર મરઝબાન–વિરળો વિવેકી વિદવાન
જેના મઓતનુ બયાન–સુનો ધ્યાન ધરી
જમરાજાએ—ઉતારી આફત રંજથી ભરી ખરી
ઓગણીસ્સો અઠાવીસ સાલ–પાંચમી ડીસેમ્બરનો હાલ
નાખી જમરાજાએ જાલ–ભયભિત ભરી
ખેસ કુટુમ્બથી—વિખુટો કરી દીધો નહી ફેર જરી

(શેર)

શું એજ હુકમ નિર્માન હતો—તુજ દાવરો દાદારનો
પરવર તું પરવન્દા તણો—પૃથ્વિના પાલનહારનો
લીધો ઉઠાવી નર એવો—બેલી ગરીબ નર નારનો
પડયો ટુટી પલ વારમાં—આ સ્થંભ કુલ પરિવારનો

(છોટી)

પડી જેવી ખબર મઓતની ઘરોઘર જ્યારે
વર્સી રહી ઝરીઓ ગમની ઝરાઝર ત્યારે
થઇ રહયો ચારોગમ ગમનો હોહોકારે
હાય હીરો કોમનો છીનવી લીધો દાદારે
ગલી ગલી ઘેરો ઘેર-ગામે ગામ શેહેરો શેહેર
થામે થામ ચારો મેર-ચાલી આંસુઓની ધાર
પરદુ:ખ ભનજન—ગયો દુખીઓની દાઝ હઇયે ધરનાર

૧

જાતી ભોગોનો દેનારો-ધુતમ ધાતમનો તોડનારો
કોઇથી પાછળ ના હટનારો-શુરો વિરો કદી
કોમ હિતકારી—બની કુલ ટાળી કોમથી બુરી બદી
દાદ દર્દીઓને દીધી-દુઆ દુખ્યાંઓની લીધી
કોમી સેવા સાચી કીધી-જેને અરપી સદા
જુદદીન જુમ્બેશ—વેળા શું વેહેતી કીધી શબ્દોની નદી

(શેર)

જુદદીન નવજોતો અને—જુદદીન લગન અટકાવવા
શમશીર કલમની ફેરવી—મયદાને જંગ ધુજાવવા
સુધરેલાઓ આતુર હતા—ક્રિમેટોરીયમને લાવવા
તો રંજ ઉઠાવી જાન પર—કોઇને દીધા નહીં ફાવવા

(છોટી)

નર ધન્ય એવો ધર્મનો ધુરનધર ધર્મી
સાચો સપુત માતાનો શુરો સકર્મી
ના હતી તું જેવી ભરી કોઇમાં નર્મી
જો હતી તો તુજમા કોમી દાઝની ગર્મી

જ્યારે કૉમનો સવાલ–ઊભો થતો કોઇ કાલ
ત્યારે ધર્મ કેરી ઢાલ–ધરી પડતો હતો બાહાર
પરદુ:ખ ભનજન—ગયો દુ:ખીઓની દાઝ હઇયે ધરનાર

૨

નેકી નીતિનો ભંડાર–પુણ્યવંતો પરોપકાર
નેક નિયતથી કરનાર–હાથો હાથનો ધરમ
મનનો મયાળુ—દયાળુ દીલનો ગોયા ધર્મિષ્ઠ હાતમ
પિતા લેખકોનો કેવો–હતો જેને કહીએ તેવો
ન કોઈ થયો, થાશે, એવો–બીજો તેજ કલમ
નૉવેલો જેના—આજ વંચાએ ઉમંગે ચારોગમ

( શેર )

કદી બેસતો જો હાથમાં—લેખણુ ધરી પુર ધ્યાનમાં
તો વારતા સુંદર પુરી—કરી ઊડતો એક આનમાં
સિંગાર, કરૂણા, હાષ્ય, ને—વિરરસને ભરતો બ્યાનમાં
લેખક ન કોઈ દમ મારતો—સાહિત્યના મયદાનમાં

( છોટી )

અનમુલ હતો તુજ કલમનો ટચકો ન્યારો
મેળવતાં જ્ઞાન સંગ ગમ્મત નર ને નારો
સાહિત્યના રણમા એકજ હતો તું પ્યારો
તું જગા છે ખાલી, હોય કોઇ ભલે હઝારો

સુની મઓતના પેગામ–ત્હારા સ્તાફના તમામ
અદના આલાઓ બેફામ–બની રડે ઝારોઝાર
પરદુ:ખ ભનજન—ગયો દુ:ખીઓની દાઝ હઇયે ધરનાર

૩

કૉમી દુખ્યાં નર ને નારો–કંઇ લાચારો ને બેચારો
જેને હતો તું પગારો–કરતો એવાં ધર્મિ કામ
મઓતથી ત્હારાં—રડે વિધવાઓ વિલાપો કરી તમામ
જામે પત્રને ચલાવી–કીર્તિ આલમમા ફેલાવી
પુલો નેકીના પંમરાવી–પીધું અમ્રગીનું જામ
પાક દયાળુ—દાદગર દીએ મિનોઇ બેહેસ્ત મુકામ

(શેર)

તુજ મઓત પર અય વિરનર—તુજ એસી પ્યારાઓ રડે
નિમક હલાલો રતાફના—નોકર બિચારાઓ રડે
ફુલો રડે ગુલશન રડે—વળી ગુલના કયારાઓ રડે
ફરતું ફલક માતમ કરે—તારા સિતારાઓ રડે

(છોટી)

હવ સમજ ભાઇ પીજામ બોધ એક મ્હારો
તું વડો કુટુંમ્બી. પિતાનો સઉથી પ્યારો
હુનહારમાં હરગેજ નથી કોઇનો ચારો
જે થવા કાળ તે થયું, તું ધર સધ્યારો
શું વધુ આદીલ ગાય-આંખે આંસુ વેહેતાં થાય
જોતાં જોવાયો ન જાય-જેના મઓતનો ચિતાર
પરદુ:ખ ભનજન—ગયો દુ:ખીઓની દાઝ હઇયે ધરનાર

૪

## મરહુમ જાલ મરઝબાનનું દુ:ખદાયક મરણ.

(ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી)



શેહેર મુંબઇની મ્હાય-કેવો કેહેર થયો છે આય
જોતાં જોવાયો ન જાય-ધ્રુજે ધર્તિ આસ્માન
જમ રાજાએ—કોપ શું કીધો જુહુના દરિયા દરમ્યાન (ટેક)
ઓફીસેથી થઇ તૈયાર-થયો મોટરમાં સવાર
ચાલ્યો ઝાલ જવાને બાહાર-હસ્તો રમતો કરતો ગેલ
કાળનો ઘેરેલ—આવ્યો જુહુ ગામ, વાત જ્યાં થઇ મુશકેલ
સમી સાંજનો અમલ-કાળ ચંદ્રની તે પલ
ખાડીમાં ઉછળતું જલ-ધાર્યું જેમા કરવા સેહેલ
ધણીનો ધારેલ—થયો તે જગે હાય શું ભયભિત ખેલ

( શેર )

આવ્યાં ઉમંગે સૌ મળી—ટોળી હતી ત્રણ ચારની
સામેલગીરી જેમા હતી—વળી એક અબળા નારની
તરવા ઉતર્યાં ખાડીમાં—શું વાત કહું તે વારની
હતો સાત વાગ્યાનો અમલ—પડી રાત હતી અંધકારની
હાય હાયરે ! કિર્તાર–તરતાં લાગી ના કંઇ વાર
વિંટળાઇ વંમ્મળે તે નાર–પાડે બુમો ભુલી ભાન
જમ રાજાએ—કોપ શું કીધો જુહુના દરિયા દરમ્યાન

૧

નારી વંમ્મળે વિંટળાઈ–જોત જોતાંમા ઘસડાઇ
ચાલી ખેંચાઈ તણાઇ–અબળા જાતી નિરાધાર !
જે જોઇ ઝાલે—ધિરજ ખોઇ, કીધી નહીં જીવની દરકાર
ઘસ્યો હાથો પગો મારી–ધાર્યું બંનચાવા તે નારી
ખબર શું કે કાળ સવારી–આવી ઉભી લૈંકાર
એક પળકારે—લીધા બે ભોગ, કીધી ના વાર લગાર

(શેર)

નારી હતી સેહેરાં કરી—કરાકા તણાં ખાન્દાનની
હાંણી એકાએક થઇ ગઇ—પરથમ જે ણીના જાનની
ડુબતી બચાવા દોડીઓ—સમજી ફરજ ઇન્સાનની
જઇ જમના ડાચાંમાં પડયો—મરઝી જેવી યઝદાનની
હાય હાય ચંદ્રકાલ–માથે ચોઘડયું વિક્રાલ
જેમાં ફસ્યો બાહદુર ઝાલ–શુરો વિરો મરઝબાન
જમ રાજાએ—કોપ શું કીધો જુહુના દરિયા દરમ્યાન

૨

રે ! કોઈ દોડો દોડો ધાવો–ધાવો જલ્દી જલ્દી આવો
આવો ડુબતાંને બચાવો–મર્તાં મર્તાં મારી બુમ
ભયભિત હાલત—એવી જોઇ થયા હોશ સૌના ગુમસુમ
કોણ દોડે કોણ આવે–કોણ ડુબતાંને બચાવે
એટલી હિંમત કયાંથી લાવે–જોઈ જમરાજાની ધુમ
આંખોની સાંમે—ડુબી બેઉ જીવો થયા પળકારે ગુમ

( શેર )

કોળીઓ માંછીઓ દોડતા—આવી ઉભા જુહુ ગામથી
આ નઓજવાંનો બે જીવો—મરતા બચાવા હામથી
લલચાવ્યા તેઓને ઘણાં—મોંહ માગ્યાં દેવા દામથી
પણ થઈ ઉભા લાચાર તે—કુદરતના ભયભિત કામથી
પાણી ખાવા લાગ્યાં ચક્કર-ઉછળે મોજા, મારે ટક્કર
ભુલ્યા તરનારાઓ વક્કર-જે કોઇ હતા હિમ્મતવાન
જમરાજાએ—કોપ શું કીધો જુહુના દરિયા દરમ્યાન

૩

ઓગણીસસો છવ્વીસનુ સાલ-ચોથી જુનનો હેવાલ
કાળે નાખી કેવી જાલ-ઝાલ ઉપર ખરી
કમળ વમળમાં—વિંટાળી ફરી પોતાની રાહા ધરી
ઘાવ ઘડપણમાં કારી-લાગ્યો પિતાજીને ભારી
સુની પુત્ર જીવની ખ્વારી-ભયભિત ભરી
હે! જમરાજા—દયા એક ઝઇફ પિતાનીબી નહીં કરી

( શેર )

જોઈ હાલ શોકાતુરને—તારા સિતારાઓ ખરે
ધ્રુજે સિનુ આકાશનુ—ધર્તિનુ હઈયું થરથરે
પંખીઓ, પશુઓ, પ્રાણીઓ—હયવાનોબી ઝારી કરે
ફળ, ફુલો, ઝાહાડો,ને ડાળીઓ—પાનોબી હમગમનો ભરે
રોક આદીલ તું કલમ-કરશે કયાં સુધી માતમ
એ છે યઝદાનો હુકમ-જેને તાબે સારી જહાન
જમરાજાએ—કોપ શું કીધો જુહુના દરિયા દરમ્યાન

૪



# મરહુમ બાઇજી જરબાઇ વાહાડયાનું દુઃખદાયક મરણ.



( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી. )

શું આ કોપ થયો છે ભારી—આવી જમરાજાની સ્વારી
શોકાતુર થયાં નરનારી—સર્વે ઝઇફો ને જવાન
એકા એકી—બાઈ જરબાઇ ગયાં જન્નત દરમ્યાન (ટેક)
સખી દાતા દાતારોના—પિતા માતા લાચારોના
વાલી દુઃખી નર નારોના—હતાં સખી દાતાર
ધર્મી સકર્મી—એવાં ના થયાં ન થાશે કોઈ ઝીનહાર
બાઈ જરબાઈ વાહુડયા માતા—સદગુણ સો મોંઢે વખણાતા
ચોખુટ આલમમાં પંકાતા—નિરાધારોના આધાર
પરઃદુખ ભનજન—પરોપકારી પ્રેમી પુર પાલનહાર

( શેર )

ખુલ્લા ગરીબો કાજ હતા—દરવાઝા તમ ઘરબારના
શું રાતના મધરાતના—સમી સાંજના કે સવારના
આધાર હતાં જરબાઈ તમ—કુલ પ્રાણી નિરાધારના
રંકોના, ગરીબોના, દર્દીના- દુખીઓના, ને લાચારના
જે કોઈ દર્વાઝા પર આવે—હાજતમંદો અર્ઝી લાવે
તેને પાછા ના વળાવે—મોકલે આપી ધન ધાન
એકા એકી—બાઇ જરબાઈ ગયાં જન્નત દરમ્યાન

૧

હાય હાય રે! વિક્રાળ—બની આવી ઉભો કાળ
નાંખી કઝા કેરી જાળ—ભયભિત ભરી
કોમને માથે—કયાંમત કરી ગોયા શું ખરેખરી
સમજી મોતનો પેગામ—ઘેરો ઘેર ગામે ગામ
જાત પર જાતો તમામરૂ—એ રૂદન કરી
મોતની ઘડીઓ—ગણાતાં વાગી કાળજે ગમની છરી

( શેર )

આવ્યા સરૂશ ઇઝદ અરે !—અમૃતનું હાથમાં જામ લઇ
ચાલ્યા ઉઠાવી બેહસ્તમાં—શ્રી દાદગરનું નામ લઇ
જઈ સુતાં જરબાઇ તમ—ત્યાં અગ્રગી આરામ લઇ
જણુંજણુ કરે માતમ અરે !—તુજ નામ થામે થામ લઈ
માતમ પોશી આહોઝારી-ભારી કરતાં નરને નારી
માથાં ફોડે ત્રાપો મારી-ધ્રુજે ધર્તિ આસમાન
એકા એકી—બાઇ જરબાઇ ગયાં જન્નત દરમ્યાન

૨

સેનેટોર્યમ ઇસ્પિતાલો-બાંધી રંકો માટે ચાલો
કરી પુન્યવંતા ખ્યાલો-કેવાં કીધાં ધર્મિ કામ
શાહી સખાવત—કરી રાખ્યું દુનીઆંમાં અમ્મર નામ
ભાંગી ભુખ્યાંઓની ભુખ-ટાળ્યાં દુઃખ્યાંઓના દુઃખ
દીધાં લાચારોને સુખ-ટાગી હાજતો તમામ
ધંનના ધનેતર—બાઇ જરબાઇ પામીઆં બેહેસ્ત મુકામ

( શેર )

સમજી ખબર તુજ મોતની—અફલાકબી માતમ કરે
આફતાબ અને માહતાબ સંગ—તારા સિતારા ગમ કરે
ઝાહાડો રડે પાનો ખરે—ધર્તિબી ગમ ચોગમ કરે
જળનું જીગર જ્વાળે જળે—ના શોક ત્હારો કમ કરે
બની બુલબુલો બેતાબ-છોડે ખાવું, પીવું, આબ,
ના રહી તુતીઓને તાબ-કરે ગમનું બયાન
એકાએકી—બાઇ જરબાઇ ગયાં જનનત દરમ્યાન

૩

યઝદેઝર્દીનુ સાલ-બારસો છન્નું સમજો હાલ
તુટી ધર્મની દિવાલ-ખ્યાલ કરો નરો
માહા આદરનો—રોજ બહમનનો પવિત્તર ખરો નરો
૧૯૨૬ નું સન-શનિવારનો તે દન
છોડયું બાઈએ ખાકી તન-ચિત ધરો નરો
મેહ મહિનો ને—આઠ તારીખ સમજો ચાતરો નરો

(શેર)

રંકોને સુખીઆં જોઈ જોઇ—રેહતાં સદા રાજી તમે
જોઈ જોઇ દુઃખ દુખીઓ તણુ—ખાતાં કદર ઝાજી તમે
દાઝો ગરીબોની રાખતાં—દીલમાં સદા તાજી તમે
વરસાવો મેહેર આદીલ પર—સ્વર્ગેથી માતાજી તમે
નવો ગમથી ભર્યો આય-ખ્યાલ લખી આદીલ ગાય
આંખે આંસુ ના સુકાય—સુનો બસ્તે કુસ્તીયાન
એકા એકી—બાઇ જરબાઇ ગયાં જન્નત દરમ્યાન

૪

## ક્રિકેટના જંગમાં પારસી ચેંપ્યનો.

——— o ———

(ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી)



સુનો વૃધો ને જવાંનો ખ્યારાં બસ્તે કુસ્તીઆંનો
માનો પરવરના અહેસાંનો—લાખો ઉમંગ ધરી
ક્રિકેટના જંગથી—આવ્યા કયાંનીઓ ફતેહ મયદાન કરી (ટેક)
તારીખ ૧ લી સનિ દન-માસ ડીઝેમ્બરનો ધન
૧૯ સો ૨૮ સન—સુનો શ્રોતા રાખી ધ્યાન
જંગ શુરૂ થઇ—અવલમાં હિંન્દુ અને કયાંની દરમ્યાન
ધિરા વિરા અપરંમપાર—શુરા પારસીઓ અગ્યાર
પડયા છાવણીમાંથી બાહાર—સર્વે બસ્તે કુસ્તીઆન
જંગને મુખડે—દીલેરો આવી ઉભા કુલ કયાંનીઆન

(શેર)

મારી ગુર્ઝો ખાંધ ઉપર અને—આવ્યા હરીફ મયદાનમાં
થઇ જંગ શુરૂ ખુંખાર બહુ—બેઉ લશકરો દરમ્યાનમાં
ભયભિત કતલ ચાલી રહી—ચોગમથી તે ચોગાનમાં
છતાં કયાંનીઓને જીતશું—હતા હિંન્દુ એ અરમાનમાં

(છોટી)

પહેલવાંનો પાક્ષીઆ, પલસેટીઆ અનમોલા
સંગ વજીફદારે છોડયા એવા બંબઝોલા
કીલ્લાઓ કીધા હરીફોના પોલંમ પોલા
કીધો હીસાબ ચુકતે રતિ, વાલ, ને તોલા

(દોહરા)

ધંન જમશેદજી, ધન તને—એલાવીઆ જેહાંગીર
ધંન તુજ ગાંધી સોહરાબને—ફેરવી ખુબ શમશીર
એવી કયાંની જંગ જોઇ—શુધ હરીફોએ ખોઈ
ફાવ્યા જંગમા ન કોઇ—ચાલ્યા પાછા વરી
ક્રિકેટના જંગથી—આવ્યા કયાંની એ ફતેહ મયદાન કરી

૧

ફતેહ કીધું ભારે જંગ-રાખ્યો કયાંનીઓએ રંગ
હારી હિંદુ બન્યા દંગ-ત્યારે ઈંગ્રેઝો તૈયાર
ઇસ્લાંમોથી—આવ્યા લડવાને કાજ લઈ જંગી હથિયાર
ચાલી ભારે કાપા કાપી-દેવા લાગા ફટકા ચાંપી
તડી એક બીજાને આપી-જોયા જેવી બેશુમાર
અજીત કીલ્લા—કીધા ઇસ્લામના ઇંગ્રેઝોએ ખ્વાર

(શેર)

લાગા જો બ્રિટીશો તણાં—કાંઈ બંબગોલા છુટવા
તો પડયા ઇસ્લાંમના—કિલ્લા ધડાધડ પુટવા
બાહદુર બ્રિટીશો પડયા—ગુરૂઝોથી હરીફોને કુટવા
લાગ્યા ત્યારે ઇસ્લાંમના—સર્વે ઇલાજો ખુટવા

(છોટી)

મયદાને જંગ જોઇ બ્રિટીશોનું પાણી
એક મોઢે જેઓની સૌએ જંગ વખાણી
બ્રિટીશ ભટ્ટીએ એવી તો કીધી હાણી
ભુંજ્યા હરીફોને જાણે ભાતની ધાંણી

(દોહરા)

ધન ઇંગ્રેજો ધન સદા--ધન્ય તમારી જંગ
જંગ જીતી સેજે ગયા—ઇસ્લામોની સંગ
જોજો જીતી ના ફુલાતા—ભુલી ઠોકરો ના ખાતા
આ ગમ કયાંનિઓ છે ભ્રાતા—દેશે પેટ ભરી
ક્રિકેટના જંગથી—આવ્યા કયાંનીઓ ફતેહ મયદાન કરી

૨

લડી જીતેલી બે કોમ—સનિ, રવિ, સોમ, ભોમ,
અંત કયાંનીઓનું જોમ—ફાવ્યું બ્રિટીશો ઉપર
આમન સામન—શુરાતન ભરી જંગ ચાલી ભયંકર
મારો ગુરૂઓનો ચાલે—બંબ ગોલા વેર વાલે
ચારો ગમથી ઘેરો ઘાલે—ઉડે દાંડીઆ અધર
બ્રિટીશ કીલ્લો—લચકવા લાગો કયાંનો મારાથી ઝબર

(શેર)

દીપ્યો વિકેટ પર ધન્ય છે—બાહદુર કાપડયા તને
તું સમ વિકેટકીપર બીજો—કોઇનહીં બને તે નહીં બને
ધનધન કોલાહ ત્હારી સદી—રહી ગઇ અધુરી બે રને
કરવા ન પામ્યો સેનચરી—જેનો રંજ થાયે છે મને

(છોટી)

ધનધન કાપડયા ફલી ત્હારા ફટકાઓ
ધન ત્હારી દોડ ને ઝડપ તણા ઝટકાઓ
હતો માર્શલ લૉ માર્શલનો કે બસ લટકાઓ
જોઇ જોઈ ઝંખવાતા હેત તણા કટકાઓ

(દોહરા)

કાપડયા દોલી તને—ઘટે કોમી સરપાવ
લાવ્યો વમળ દર્યાવથી—પાર બચાવી નાવ
ધન્ય તું સીપેહ સાલાર—કોમી ફોજના સરદાર
કીધું નામ આશકાર—જેમાં ફેર ના જરી
ક્રિકેટના જંગથી—આવ્યા કયાંનીઓ ફતેહ મયદાન કરી

બન્ને લશ્કર કીધાં ઝેર—ચકડી ખવડાવી ચોમેર
ધન્ય ક્યાંનીઓ દીલેર—કીધો શેરોનો શિકાર
જે જોઇ જોઇ—ઝમીન આસમાન ફતેહનો કરે પુકાર
જીવો બહાદુર શુરા વિરા વિરાઓને ગોરા ધિરા
વાહલી કોમ તણા હીરા—તુમ્મે સામે સવાર
પારસી ચેમપ્યન—રાખે એ માન સદા પરવરદેગાર

(શેર)

ડંકો વગાડયો જંગમાં—શું ક્યાનીઓના નામનો
હીકમતનો હિમ્મતનો વળી—હુન્નરનો હૈયાંની હામનો
સુંદર બેસાડયો છાપ આ—ધિરજ તણા ધન ધામનો
કલનો, કલાનો, કોમનો,—ક્રિકેટની કિર્તિના કામનો

(છોટી)

હવે ક્રીકેટરો તમ સુબોધ સમજી લેજો
હર હાલ ક્રીકેટ પ્રેકટીસ પર મંડયા રહેજો
બીલીયર્ડ બ્રેકો સઉ રમવું છોડી દેજો
કારણ કે બુરામાં બુરા છે એના ફેજો

(દોહરો)

જો નસીહત નહીં તોડશો—આ મારી હરગીઝ
તો મયદાને જંગમાં—જીતવું છે શું ચીજ
આટલું આપી તમને જ્ઞાન—મ્હારી તેગ કરૂં હું મ્યાન
કહે છે "આદીલ" નઓશેરવાન—ખ્યાલ સર્વો પરી
ક્રિકેટના જંગથી—આવ્યા કયાંનીઓ ફતેહ મયદાન કરી

૪

## સુધારાની બદી.

( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી. )



સુનો સુધારાનો હાલ—પારસી યુરોપ્યનની ચાલ
ચાલવા લાગ્યા આજ કાલ ઇંગ્રેજી ભણેલ
ભારતવાસી—કેહવાણાં પ્લેંટીમણી સૌકોઇ સુધરેલ (ટેક)

ઇંગલીશ થોડું ઘણુ ભણ્યા-કોઇને ખાતરમાં ન ગણ્યા
વાંણુા તાંણુાઓમા વણ્યા-બની બેઠા ઇતડેલ
બાહારનો ભપકો—ન ઘરમાં મળે બાળવા દીવે દીવેલ
પેહેડી પાટલુંનો ને બુટો-ઘાલે કેશમીરોના સુટો
લીએ સુધારાની છુટો-એવા છટ્ઠીના છગેલ
માંથે ટોપાં—ઘાલે વળી મુખમાં ચીરૂટો લીયે છકેલ

(શેર)

બાહાર ભપકો શેઠનો—વળી રોબ ઝાજો પત ઘણી
ઢાંકવા ઘરમાં ન હોય—પાટેલી ઊપર ઢાંકણી
મારે બડાઇ લોકમાં—આ દીકરા સાહુકારના
પણ કરે ઘરમા જુઓ—ત્રણ ત્રણ દીવસની લાંઘણી
નાખે ખીસાં અંદર હાતો-ડાહ્યા દીકરા આં સજાતો
ઝાડે ઇંગલીશમાં જે વાતો જેવા પાદરી પહુડેલ
ભારતવાસી—કેહવાણું પ્લેંટીમણી સૌકોઇ સુધરેલ

૧

ઇંગલીશ હોટલમાં જાય-જાણું જાંગલા કેહવાય
ભેગી જાંગલીઓ ધાય-દીસે ભુતડી ભમેલ
લોક લાજથી—ડરે નહીં જરી દીલે કોઇ દી કુધરેલ
ઘરમાં બેસી ડોશો ડોશી—ગાળો ભાંડે કોશી કોશી
જોઇ તેમણી આ નામોશી-બને મનથી મુજેલ
મીસીસ અને સીસ્ટર—રાખીદમપર શુમાર કરે તેને ગોટુંહેલ

(શેર)

કડકા કદી તેઓ બને—તો જાય ચોર બજારમાં
લાવે પુરાંણા બુટ જઇ—આપીને આણાં ચારમાં
ચરચર અવાજો બહુ કરે—વાગે ચણા ખાલી ઘણા
ભર રસ્તે સાહુકારો ધરે—જાય લાજ નરોમાં નારમાં
જેનું લીયે તેનું ઘાલે-કોઇને દોકડોબી ન આલે
અંત પડે કોઇ કાલે-જઇને સાહુકારી જેલ
ભારતવાસી—કેહવાણાં પ્લેંટીમણી સૌકોઇ સુધરેલ

૨

મીસીસ બાલોના શું પફો-પાડે, લાગે જેવી ડફો
બંદીઓમાં કૉલર કફો-પેહડી કરે ચેહેલ મેહેલ
ગોરી મઢંમરી—ફાંકડી બની ને અકડી ફરે ફરેલ
ઉડે મોંઢા ઉપર કેશો-રાખે સુધારાના ટેશો
જોઈ લીયો તેંમણા ફેશો-દીશે ભંમતી ચુડેલ
કોઇ ચોપાટી—વળી કોઈ કરે એપોલોપર જઇ સેહેલ

( શેર )

રોબ જોઈ જોઇ જાંગલીનો—જાંગલો હુરખે ભરે
કુરબાન લેંડીઓ ઉપર—લેંડાઓ થઇ ફરતા ફરે
છોડી વડીલોનુ ચલન—મરે મોંતે ઇંગ્રેજો તણાં
એવી નકલ કરતા ફરે—જેવી નકલ વાંદર કરે

છોડયા દેશ તણાં વેશો-લીધા પરદેશી વિષેશો
કરવા લાગ્યા ઉપદેશો-જેવા ઘાંચીઓના બએલ
ભારતવાસી--કેહવાણાં પ્લેંટીમણી સૌ કોઇ સુધરેલ

૩

મઢંમ પેનો લઈ વગાડે-જાંગલો હાર્મોન્યમ ઉઘાડે
સામસાંમા ગાવા માંડે-વાવરીના ચસેલ
રાગ રાગણી—મીસીસની સમજી કહે મીસ્ટર વેરીવેલ
ભુલી વડવાઓની રીતો-અસ્લી રીતો કેરી છીતો
છોડી, સુધારાના ગીતો-ગાય તાનથી સુરેલ
નઓશેરવાંન કહે—ભુસાંના ગયેલા એવા ચરકેલ ચડેલ

(શેર)

જરી માર્ગ સમજે ના કદી—તેઓ પુણ્યનો કે પાપનો
નિતનિત અનાદર બહુ કરે—સુધરેલ પુત મા બાપનો
હવે રોક આદીલ તું કલમ—દેશે કહાંતક શિખ તું
કાયમ સદા છે જગજગે—સીકકો આ ત્હારી છાપનો

કહે છે આદીલ રેહેશો અંમ્મર-દેશ કાજે કશો કંમ્મર
જોતાં આવે આંખે તંમ્મર-તજો સુધારાના ફેલ
ભારતવાસી—કેહવાણાં પ્લેંટીમણી સૌ કોઇ સુધરેલ

૪

## બાર્ટન કેસ.

( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી )



શું કરવાનો બંદો એમાં-હાથ માલેકનો હોય જેમાં
કોઈથી વળવાનું ન તેમાં-સુનો શ્રોતા રાખી ધ્યાન
ધણીનું ધારેલ—થયું ને થાયે, થશે, નર સત કરી માન (ટેક)
બારટન જેવો નામી ડોકટર બન્યો ક્રોધી કામી
હાથ અબળાપર ઉગામી-કીધી કીર્તિ પારાવાર
પ્રેમને વશ થઇ—પ્રેમ ઘેલાએ કીધો નહીં કશો વિચાર
ખુણાં ખોચરાં શોધતો ફર્યો-ગુનાહ મરગરજાની કર્યો
જેલ જાત્રાથી નહીં ડર્યો-ઠર્યો પુરો ગુનેગાર
એક અબળાની—લાજ લુટવાને બીધો ના જરા લગાર

( શેર )

પતિવર્તા એક અબળા હતી-કરકરીઆ મીસ એમી કરી
આવી દુકાને માંગણી—જેને કીધી ચશ્માની ખરી
નોકર હતો કમપાંઉંડર—જે પર નજર તેની ઠરી
ચશ્મો લેવા બાહાને તેને—ખસતો કીધો ત્યાંથી ફરી
દીધો નોકરને વટાવી-પછી મોઢાંને મટકાવી
બોલ્યો બેસો અંદર આવી પ્રાઇવેટ રૂમ દરમ્યાન
ધણીનું ધારેલ—થયું ને થાયે, થશે, નર સત કરી માન

૧

ઉઠી અબળા ભોલીભાલી-ત્યાંથી પ્રાયવેટ રૂમમાં ચાલી
પણ હોય માલેક જેનો વાલી-તેના વેરીથી શું થાય
લાખ કરે કોઈ—દગો, પણ દગો ન કોઇનો સગો ગણાય
પડયો આંખોને જોવાને-લાગ્યો હોશને ખોવાને
હાથો ઇજ્ઝતથી ધોવાને-નહીં ડર્યો દીલની મ્હાય
બેશરમીનો—ઉઠાડ્યો પરદો કેવો મુખ પરથી હાય !

(શેર)

આંખો ઉપરથી લઇ ગયો—હાથો મોંઢાંપર ગાલપર
મુશતાક મનમાં બહુ રહયો—પાપી પોતાની જાલપર
લલચાવા લાગ્યો દાગીના—દેખડાવીને ધન માલપર
ધિક્કાર એવા પાપીઓ—પાપી તમારી ચાલપર

ખુબ સતાવી પજાવી-ખોટી લાલચો બતાવી
પણ તે ઠોકરે ઉડાવી-ચાલી નારી નિતીવાન
ધણીનું ધારેલ—થયું ને થાએ, થશે નર સત કરી માન

૨

ધંન્ય ધંન્ય એવી નારી-ધંન્ય જણેતાને ત્હારી
લાલચ ઠોકરોથી મારી-કીધું વડીલોનું નામ
ધંન્ય ત્હને છે—ધંન્ય છે ત્હારાં નામ ને ત્હારી હામ
પતિવર્તા પણું રાખ્યું-જેમાં દુઃખ ઘણું તેં સાંખ્યું
જેનું સુફળ કેવું ચાખ્યું-થયુ નામ ગામેગામ
કુલ માતાઓ—બેટીઓ જણો, તો જણજો એવી તમામ

(શેર)

જે જે સતી નારી સદા—પતિવૃત પણાં પર મ્હોય છે
તે નારી લાજની ડોરીઓ—મન મોતીઓમાં પોય છે
જે જે સતીની રગરગે—જો લોહી કયાંની હોય છે
તે એવા હિચકારાઓને—એક તુચ્છ નઝરથી જોય છે

ધંન્ય સતી નારી એવી-ધંન્ય સત્યતાની દેવી
રાખી હિમ્મત હૈયે કેવી-ધંન્ય ધન્ય હિંમ્મતવાન
ધણીનું ધારેલ—થયું ને થાયે થશે નર સત કરી માન

૩

ઝગડો ન્યાય દેવિએ ચહડયો-ઊંચે જોતાં નિચે પડયો
રાહુ સાંમો આવી નડયો-કીધી હાંણી ઘણી
એક હઝારનો—થયો દંડ વળી સજા એક માસ તણી
સરવે નર નારો હમજાતો-ભેગી જાતો ને પર જાતો
સૌના મુખમાં એજ વાતો-કે ઓ સાહેબ ધણી
લાજ અને પતનો—તુંજ છે રાખનારો એક મુકટ મણી

(શેર)

નાદાનો જવાંનો બેટીઓ–ઘરમાંથી એખલી જાય છે
પણ કદી કોઇવાર તે—ઝીંન્દગીમાં ઠોકર ખાય છે
છુટાપણાંની ધુંઇને—જે જીવથી જ્યાદા ચ્હાય છે
આદીલ કહે સત જાણજો—તેના હાલ એવા થાય છે
માતા પિતા સમજી જાવો–આગળ બેટીને ચલાવો
તમે પાછળ સાથે આવો–જોશો કદીના તુફાન
ઘણીનું ધારેલ—થયું ને થાયે થશે નર સત કરી માન

૪

## હારવે નરીમાન લાયબલ કેસ.

(ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી)

શુક્ર દાવરો દાદાર–સ્હાય સાચાંને કરનાર
હાર જુઠાંને દેનાર-તું છે સર્વ શક્તિવાન
હિંન્દનો હીરો—ધીરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન (ટેક)
જન્મી માત પિતાને ઘેરે-નામ કીધું શેહેરો શેહેરે
ચારોમેરે લીલાં લેહેરે-તારાં નામની છે ધુંમ
ધન્ય જણતા—પ્રકાશિત કીધું ગોહર એવું એમાલુંમ
ઉંચી કેળવણીને પામી–કીર્તિની શમ્શીર ઉગામી
નામ કીધું જગમાં નામી-રાખી સત્યતાની ઝુંમ
પર સ્વારથમાં—લડી કંઇ કીધા હરીફોને ગુમસુમ

(શેર)

ધંનધંન છે ત્હારી વિરતા—ધંનધંન ઓ વિરા હિન્દના
ધંનધંન છે ત્હારી ધિરતા—ધંનધંન ઓ ધિરા હિન્દના
ધંનધંન છે તુજ શૂરવિરતા—ધંનધંન નબિરા હિન્દના
ધંનધંન છે ત્હારી હિરતા—ધંનધંન ઓ હિરા હિન્દના
હામી હિંમતનો પુરો–નામી નામે ના અધુરો
ગોરો ધિરો વિરો શુરો–પુરે પુરો હિંમતવાન
હિંન્દનો હીરો—ધીરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન

સ્કીમ ઉભી થઇ ગઇ ન્યારી-રેકલેમેશનની સરકારી
ચાલી ધંમચક્રીઓ ભારી-ચિંત ધરો નરો
ક્રોડોની દઓલત-ઘુસી ખાડામાં ખ્યાલ કંઇ કરો નરો
જોઇ લક્ષ્મિજીની સુરત-મનમોહક મોહની મુરત
દોડયા લોભીદાસો તુરત-ઓઢીવરો નરો
શ્રી લક્ષ્મિએ—પ્રસંન થઇ ભર્યાં જેઓના ઘરો નરો

(શેર)

લોંન ઉભી કરવા જુઓ—સરકાર પડી ગઈ હામથી
ક્રોડોની દઓલત થઇ જમા—હર શેહેરો ગામેગામથી
શુરૂઆત ચાલી કામની—અતિ ભારે દઓડ દમામથી
મંડાણ ખાડાનું થયું—શ્રી લક્ષ્મિજીના નામથી
જે કંઇ પડયું જેને હાથ-તેંણે કીધું પોતા સાથ
હાય, હાય, જગના નાથ-ભુલ્યા શ્રીમંતાબી ભાન
હિન્દના હીરો—ધિરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન

૨

સ્પેસ્યલ ડેવલેપમેંટ ખાતું-જેનું લક્ષ્મિ સાથે નાતું
ચાલ્યું વેપારીથી સાતું-ખુલ્યું લાંચોનું બજાર
રાત અને દહાડો—ચાલ્યો વેપાર છાંનો ધિકતો ધંમધોકાર
ત્યારે લોક ચર્ચા જાગી-ઉંઘ ભુખ સૌએ ત્યાગી
આંખો સૌની ખુલવા લાગી-મચી રહયો હોહોકાર
જે જોઇ જોઇ—પડયો નરીમાન શૂરો હિંમતથી બાહાર

(શેર)

ધારા સભામાં જઇ કીધા—સીધા સવાલો દઇ દલીલ
જેના જવાબો પુરતા—મળ્યા નહીં તુલો તવીલ
જે ઉપર બેઠું પછી—મેયર્સ કમીશનઆ વડીલ
પડયાં ભોપાળાં બાહાર જ્યાં-થયા લાંચીઆઓ બહુ ઝલીલ
લાગી નામને નામોશી-તોપણ કરવીતી ખામોશી
ઉલટી બતલાવા બાહોશી-ચાલ્યા કોરટને દરમ્યાન
હિન્દનો હીરો—ધીરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન

૩

હારવે નરીમાન કેશ—ચઢયો ચકડોળે વિષેશ
ચાલી ચર્ચા દેશોદેશ—ગામેગામ ઠામેઠામ
હિન્દ માતાની—દોઆઓ નેકથી આવ્યો નેક અંજામ
બાથોબાથ લડયો છેક—વાંકો બાલ થયો ના એક
રાખી સાહેબે શું ટેક—સાચી સાચાની તમામ
ધણીનું ધારેલ—થયું, ને થાય, થશે સમજો સરિયામ

( શેર )

આગમાં પણ ના જળે—જેને ખુદા ચાહનાર તું
ખંજરથી માર્યો ના મરે—એવી જેનો દાદાર તું
વાઘોથી બકરી જઈ લડે—જો છે મદદ કરનાર તું
ખુરશીદ ગ્રહણથી શું ડરે—જેનો વાલી સરજણહાર તું
ચાહે લાખો આફત આવે—દુઃખના ડુંગરો ડરાવે
બંદા ખાતરમાં ન લાવે—માલેક ઉપર જેનું ધ્યાન
હિંન્દનો હીરો—ધીરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન

૪

કેસ ચાલ્યો કંઇ એક મહીના—ફણુગા પુટયા અહીના તહીના
ખાંસી, દમ હાંફણુના ખહીના,—કીધા સર્વેના ઇલાજ
કોઇને ન છોડયા—ઉઠાવી રંજ તુંએ પર સ્વારથ કાજ
ધંન્ય દસ્તુર હોર્મઝદયાર—મેજીસ્ટ્રેટ શૂરો સરદાર
સાચા ન્યાયનો ચાહનાર—થઇ ન્યાયાસન બીરાજ
ધન્ય તને છે—ન્યાય તાહારો વખણાંએ ઘરો ઘરમાં આજ

( શેર )

છે શુક્ર સદ લાખો અરે—થઇ મેહેર તુજ દાદારની
સાચાની બાજી જીહીતમાં—જુઠાની બાજી હારની
ખમ્યું ઘણું પરસ્વાર્થમાં—રહી ધાર પર તલવારની
અહેસાન જેનું જાણવું—એ ફર્જ છે નર નારની
સર્વે બસ્તે કુસ્તીઆંનો—સમજો હિન્દુ મુસલમાંનો
માનો જેના કુલ અહેસાંનો—કહે છે **આદીલ** નઓશેરવાન
હિન્દનો હીરો—ધીરો શૂરવિરો ખરો ખુરશીદ નરીમાન

૫

# સ્ટીમર ટીટેનીકની હોનારત.

( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી. )



સમજો નર નારો દીલહારો-હાલ ગમથી ભર્યો સારો।
કેહેતાં આવે ના કંઇ આરે—વાગે ગમની છરી
ભર દરીયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી (ટેક)
સ્ટીમર ટીટેનીકનો હાલ-તમને સંભળાવું અહેવાલ
કેવો બેઠો ચંદ્ર કાલ-વિક્રાળ અપાર
સન ઓગણીસસો—બાર, તારીખ સોલમી એપ્રીલ શનિવાર
સામે બરફોના ડુંગર—તરતા હતા પાણી ઉપર
કોપ થયો તે જગા પર-ત્હારો કેવો કીરદેગાર
મધરાતે જઇ—ટીટેનીક અહડી પડી તેને નિરધાર

(શેર)

રે! આભ ઉપર અને જળ નિચે—શું હાલ કહું તે વારનો
અવસર અંધારી રાતનો—મધ્યાન સાડા બારનો
જઇને અહડતાં વાર ત્યાં—થયો કોપ તે કીરતારનો
જમ રાજા ભુખ્યો થઇ થઇ—ભમ્યો જુવો નર નારનો
કીલ, કીલ, કરતી રાત—અહડી સ્ટીમર ડુંગર સાથ
સુનો માતમ કેરી વાત મન ઉમંગ ધરી
ભર દરીયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી

૧

એકવીસસો ત્રાણું પેસેન્જર—સાઉધેમ્પટનથી લઇને સ્ટીમર
ઉપડી ટીટેનીક ખરેખર – જુવો પલ ભરમાં
સાતમે દહાડે—જે આવી આટલાનટીક મહાસાગરમાં
અહડી પડતાં ને વાર—સ્ટીમર ડુબવા લાગી જ્યાર
મચી રહયો શોર શાર નારીઓ ને નરમાં
છુટા સંદેહશા—ઍસ ઓ ઍસ વાયરલૅસ પલ માતરમાં

( શેર )

તુરતા તુરત આપો મદદ—એવા એસઓએસના તારજી
સ્ટીમર પચાસેક પર પુગા—લાગી ન જેહુને વારજી
ઓલીમ્પીક,વરજીનીયન—કારપેથ્યા,પેરીશન, ચારજી
નઝદીક સ્ટીમરો એ હતી—ચારો સુનો દીલદારજી
દોડી કારપેથ્યા આવી-લાઇફ બોટોને ઉતરાવી
આંઠસો અડસઠને બચાવી-બહાદુરી કરી
ભર દરીયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી

૨

કેપટન સ્મીથની સરદારી—નીચે ટીટેનીક ભારી
હતી, સમજો નરને નારી જેહનું કહું છું વઝન
પાહાડ પોલાદી—છેતાળીશ હઝાર ત્રણસો અઠાવીસ ટન
જે પર નવસો ખલાસી-હતા, જેને છે શાબાસી
જીવ સંતાસનની ફાંસી-વળા ખુબ રગડયું તન
સ્ત્રીઓ ને બાળક—બચાવવા અંતની ઘડી વેર ઉભા સજન

( શેર )

બેહોશ બાળકો સ્ત્રીઓના—મજબુત ધરી લઇ હાતને
લઈ જઇ બેસાડતા બોટમાં—દઇ શ્રાપ કાળી રાતને
પતિથી, પિતાથી, ભાઇથી—કરી દુર ઇસ્ત્રી જાતને
તમને બચાવતા હર પલે—ધનધન પિતા ને માતને
હાય હાય રે! જમરાજ-કીધા સેંકડો તારાજ
નહીં લાવ્યો તેઓ કાજ—દયા હૈયે જરી
ભર દરયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી

૩

કોઇના પુત્રો નિરાધારો-કોઇના ભાઇઓ ને ભરથારો
રડતી પ્યારી કોઇની નારો--કરતી રૂદન અતી
કેશોને પિખતી—ટવળતી ભારી કલાપીટ કરતી હતી
તેરસો પચ્ચીસની થઇ હાણી-ચોગમ ફરી વળ્યાં પાણી
માર્યાં વવાણી વવાણી-હાય રે! જગપતી
આ નિર્દોષો—નિરાધારોની કીધી કાં બુરી ગતી

( શેર )

હનીમુન કાજે સ્ત્રીઓ કંઇ—નીકળી હતી ખુશ થઈ થઇ
હરષે હૈયાંના હારોને—સાથે પોતાની લઇ લઇ
કંઇએક સ્ત્રી વીધવા થઇ—અતી દોષ કર્મને દઇ દઈ
આરામ કંઇકોએ કીધો—પેટાંમાં જળના જઇ જઇ
લખતાં લખ્યો ન જાય—ગમથી ભર્યો હાલ આય
નિકળે દીલ જીગરથી હાય—જાય ચિત બી ફરી
ભર દરીયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી

૪

કોઇ તફડી તફડી મરતાં—કોઇ ડુબતાં કોઇ તરતાં
કોઇ જળમાં વાસો કરતાં—ધરતાં કોઇ ધણીનું ધ્યાન
હે! જમ રાજા—ભોગ કાં લીધા સેંકડો જવાન જમાન
સ્ત્રીઓ વળગી રહી પતિને—થાંમે પતિઓ સતીને
બાળક બાઝે મા થતીને—સુનો ગમનું બયાન
કોપ ભયાનક—જોઇ થરથર કમ્પે ધર્તિ અસમાન

( શેર )

જળચર ઊભાયે જળ ઉપર—તેમ લાશો માણુવીની તરે
જોઇ હાલ કરૂણારસ અતી—તન મન,જીગર,દીલ થરથરે
લખી કર્મની હતી જે ગતી—તેને બીજો કોઇ શું કરે
આધીન વિધાતાને રહી—આદીલ દમ ગમનો ભરે
લખ્યો ખ્યાલ સૌથી પેહલો—આદીલે આ ગમ ભરેલો
હીરા મોતીમાં મઢેલો - જુઓ સર્વોપરી
ભર દરીયામાં—હોનારત બની કેવી ભયભીત ભરી

૫



# ટોરપીડો થયેલો અરેબ્યા મેલ.

## ( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી )



શુક્ર લાખો લાખ હઝાર—મ્હારાં કર્યે કીરદેગાર
સર નમાવી સો સો વાર—હઇયે ઉમંગ ધરી
માહા સાગરમાં—કીધી છે મેહેર તેં માલેક ખરેખરી (ટેક)
મેલ અરેબ્યા કેહેવાય—જેનો હાલ કહું છું આય
લખતાં હાથો ધુજી જાય—સુનો સ્રોતા રાખી ધ્યાન
ટારપીડો થઇ—ડુબી ગઇ આટલાંનટીક સાગર દરમ્યાન
ટારપીડો થતાંને વાર—ધડાકો એક થયો ભેંકાર
શુધ બુધ ભુલ્યાં નર ને નાર—થઈ રહ્યું તુફાન
તુરત ઊતાર્યાં—લાઇફ બોટોમા હરેક જણને આસાન

( શેર )

ભયભીત અચાનક કોપ આં—જાઇ સર્વે થરથર કાંપતાં
લઈલઇ પોતાના વાહાળાંઓ—હેભતથી હૈયે ચાંપતાં
કોઇ છાતીએ વળગાવતાં—રડતાં ટવળતાં હાંફતાં
કરી યાદ કીરદેગારની—એકકને ધિરજ આંપતાં
રે! ઓ દાવરો દાદર—મ્હારી ખુબી છે અપાર
તું ના હોતે મદદગાર—જતે સર્વે મરી
માહા સાગરમાં—કીધી છે મેહેર તેં માલેક ખરેખરી

૧

પેસેંજરો ત્રણુસો એંશી—કોઇ દેશી કોઈ પરદેશી
સાથે લઈ પોતાના ખેશી—ગયાં બચી તમામ
બોટોમાં બેસી—સલાંમત ઉતરી ગયાં ધરી હૈયે હામ
કુદરત ન્યારી છે યઝદાંની—દર્યો હતો ના તોફાંની
સૌની બચી ઝીન્દેગાંની—તારો છુટા ગામેગામ
સમજી ખબર આ—ખેશીઓ કરે કલાપીટ ઠામેઠામ

( શેર )

જગેજગ ખબર સર્વે જણાં—લાગ્યાં પુછાવા તારથી
પી. ઓની ઑફીશમાં ગયાં–કોઇ દોડી બાહારો બાહારથી
વળી કોઇ વાહાળાંઓ તણી—પૂછે ખબર સરકારથી
કોઇ લીન ભકિતમા બની—માગે દુઆ દાદારથી
કોઇએ માનતો લેવડાવી–કોઇએ માચીઓ ચઢાવી
કોઇએ બંદગીઓ કરાવી–કરી ઢીલ ના જરી
માહા સાગરમાં—કીધી છે મેહેર તેં માલેક ખરેખરી

૨

વાડીઆ નઓશેરવાન કેહેવાતા–સખી દાતાઓમાં દાતા
દુ:ખીઓની દાઝો ખાતા–ધર્મિ ધનવાન
પરદુ:ખભંજન—કૅામનો ખરેખરો વિરળો વિદ્દવાન
મીસીસ વાડીયા, બાળક ત્રણે–ભેગાં હતાં પાચો જણે
એ ઉપકાર માલેક તણો–બચ્ચાં પાચો ભાગ્યવાન
માતા જરબઇ—તણું મુખ હસ્તું રહયું સમજો ગુણવાન

( શેર )

આફતમાં કામ આવી જુઓ–સખીની સખાવત આં ઘણી
આસાંન મુશકીલ થઈ ગઇ—વિખાઇ વાદળી જંમતણી
ધરી ઢાલધર્મની હાથમાં—તોડી કાળની તિક્ષણ અણી
જુગજુગ જીવો એવા નરો—ધર્તિ ઉપર ધનના ધણી
વાડીઆજી ખાનદાન–અંમર રેહેજો જાવેદાન
જેનો ચઝદાં નિગેહબાન–રહો સર્વોપરી
માહા સાગરમાં—કીધી છે મેહેર તેં માલેક ખરેખરી

૩

જેની ખુશાળીને કાજે-આખા સ્ટાફે મળી આજે
કીધું જશન વાજે ગાજે-કરી રબના શુકર
ધન્ય તમુને—વફાદારીની કસોટી છે એ ઝબર
પારસી ટોળો વફાદાર-વફાદારીનો ભંડાર
કયાંનીઓથી છે અપાર-સુનો શ્રોતાઓ ચતર
રોઝે કયાંમત—તલક ઝરથુશ્તી ડંકો રહો અમર

( શેર )

ઝુંડો ફડકતો છે સદા—ઝરથુશ્તીઓની હામનો
સખીનો, સખાવતનો, વળી-ઉંચ કુળનો, કીર્તિનો, કામનો
સાંચો છે દીનદારો ઉપર—યઝદાન ત્હારાં નામનો
આદરનો, અર્દીબેહેસ્તનો—ને સરૂશનો, બેહેરામનો
લખ્યો આદીલે આં ખ્યાલ-જેમાં મઢયાં મોતી લાલ
સુની સ્રોતાઓ ખુશાલ-થાય ફરી ફરી
માહા સાગરમાં—કીધી છે મેહેર તેં માલેક ખરેખરી
૪

## ગઉ રક્ષા.

( ખ્યાલ ગુજરાતી—રંગત લંગડી )



સુષ્ટિની ગઉમાત જનુંની જેના બનો દાગી દાસો
દીનબંધુઓ—ગણાશો, મળશે અંત વૈકુંઠ વાસો (ટેક)
ગુણગારી ગઉમાત છે પ્યારી રગેરગનું દુધ પાયે છે
પાલણ પોષણ—જેનાથી માણવી કેરૂ થાયે છે
દહી, દુધ, માખણ, ઘી, એ પદાર્થો ચારો સાજણ ખાયે છે
વેદ પુરાણો—છએ શાસ્ત્રો જેના ગુણ ગાયે છે

( શેર )

જુઓ જંન્મ દઈ દઇ બાળને—માતાઓ જે જાયે મરી
તેને પાઇ દુધ ગઉમાતનું—સ્નેહીઓ પાળે છે ફરી
કેવી બાળ ઉધારણ આં જુઓ—ગઉમાત છે પ્યારીખરી
રક્ષા કરો જેની બંન્ધુઓ—જશો પાર ભવસિન્ધુ તરી
ગઉ રક્ષણ ગઉઓનુ કરો લઇ લઇ ગઉઓની બરદાસો
દીનબંધુઓ—ગણાશો, મળશે અંત વૈકુંઠ વાસો
૧

ગુણવાળી, પ્રેમાળી, દયાળી, વાહલી માત ગુણગારી છે
વિન વાચાઈ—જુઓ ગઉ કેવી પર ઉપકારી છે
અંમૃતરસ દઈ દઈ તમને જે સુકુ ખડ ખાનારી છે
રક્ષણ જેનું—સદા કરવું એ ફરજ તમારી છે

(શેર)

જુઓ બએલ પુત્ર છે ગઉતણો—ધનધન છે જેની હામજી
રથોમા ને ગાડીઓમા જોડઇ—ફેરવે છે ગામે ગામજી
વળી ખેતી ખેડુતો કરે—જોડે છે હળમા તમામજી
ખેંચે છે કોશો રેંહેંટના—કરે લાખો એવાં કામજી
જેનાથી આબાદ સદા છે કુલ શેહેરો, ગામો, ગ્રાસો
દીનબંધુઓ—ગણાશો, મળશે અંત વૈકુંઠ વાસો

૨

ગઉ ગુણ અપરમપાર દેખી હરવર તેનો વધ અટકાવો
રે! મમ બંધુ—ગળેથી જેના છરી લઇ છટકાવો
દીયે છે જે ઉધ્ધાર, તેને નહીં જમને દ્વારા ભટકાવો
ગણી જનુંની—પ્રેમથી પુત્ર બની મુખ મટકાવો

(શેર)

સુનો હીંન્દ બંધુઓ તમે—અટકાવો હિંસા ગઉ તણી
પૂર પ્રીતે પાળી માતને—કરો સેવા તન મનથી ઘણી
અહોનિશ વધ થાય ગઉ તણો જેની ગણતી કોઇએના ગણી
દાતા દયાના થઇ તમે—કરજો દયા ગઉના ભણી
વધ અટકાવો ગઉમાતાનો વાંચો વેદની ફરમાસો
દીન બંધુઓ—ગણાશો, મળશે અંત વૈકુંઠ વાસો

૩

આંખો ઉઘાડી જુઓ તમે ગુણ લાખો છે ગઉ માતાના
માટે સહાયતા—દીયો, આશિષ લીયો જગ દાતાના
લક્ષ ઉપાયો કરી ટાળો દુઃખ ગુણવંતી ગુણ જ્ઞાતાના
રે! બંદાઓ—બનેલા રહો તમે રસ રાતાના

(શેર)

સૌથી સરસ પરમાર્થી—હીંન્દ પુત્રો કુલ કેહેવાય છે
રગેરગ દયાનો અંશ છે—માયાની મૂર્ત ગણાય છે
વાચા વણાંની માત અરે !—નિર્દોષ મારી જાય છે
મારી હાય દીલથી સર્વદા—આદીલ જેનો ગમ ખાયછે
ગઉ રક્ષણમાં મસ્ત છે આદીલ સદા તજી મનના ભાસો
દીન બંધુઓ—ગણાશો, મળશે અંત વૈકુંઠ વાસો

૪

## ગઊ રક્ષા.

(ખ્યાલ ગુજરાતી—રંગત લંગડી)

——:o:——

સુખદાતા ગઊ જગની માતા જેના કષ્ટ હરવા ધાસો
તો સુખ પાશો—ન દુઃખ દેખી ગઊઓના દુર નાસો (ટેક)
ગઉ ગીરધારીને બહુ પ્યારી કરો જતન નર ને નારી
માતા પ્યારી—સારી જગને સુખ દેનારી ભારી
પાલનહારી જગ આભારી અંમૃત રસની દેનારી
પર ઊપકારી—બિચારી જશ પર અપજશ લેનારી

(શેર)

દીએ ગુણ જે દહીં, દુધ, ઘી—માંખણ, એ ચાર પ્રકારનો
અને તે બદલ પોતે ચરે—છે ચારો સુકાં ચારનો
છે ચારો એ અમૃત થકી—આધાર કુલ નર નારનો
છતાં દુષ્ટિઓ જાણે નહીં—બદલો તેના આભારનો
દુર તેના કુલ વિઘ્ન કરો જો ચાહો તમે સ્વર્ગે વાસો
તો સુખ પાશો—ન દુઃખ દેખી ગઊઓના દુર નાસો

૧

દુઃખ હરણન સૌની સુખ કરણન થાય જેનો વધ દન પર દન
કષ્ટ નિવેદન—કરી, તન કરો નિઠુરોના છન છન
વારી તન મન ગઉ પર સહ જન કરો આ ગઉ વધનું બનધન
સુખ સંપાદન—ગોવરધન નિત દેશે તમને ધનધન

( શેર )

નાથી નાગ પતાળે જુઓ—શ્રીક્રુશ્ન કારા થઈ ગયા
જે સ્વામી તિત્રભુવન તણાં—ત્રિલોકી પ્યારા થઇ ગયા
ગોપાલ જસોદા લાલ શ્રી—દીનબંધુ ન્યારા થઇ ગયા
જુઓ તેઓ ગઉમાતા તણાં—કેવા પાળનારા થઈ ગયા
વારો જેના પર તન મન ધન સૌ શેહેરો ગામો ને કુલ આસો
તો સુખ પાશો—ન દુઃખ દેખી ગઉઓના દુર નાસો

૨

દીન દયાળીના દુઃખ નિહાળી કરો જણેજણ રખવાળી
માત નિરાળી—મયાળી છે ગઉ માતા પ્રેમાળી
મરે છે હાળી માહ ગુણવાળી ટાળો જેના દુઃખની જાળી
ગળેથી પાળી—ટાળી, સૌ બનો તમે બુદ્ધિશાળી

( શેર )

ઉપકારને બદલે કરે—પાપિઓ અપકારો ઘણાં
કાતીલ છરીઓ ફેરવે—મોઢાંઓ કરીને બીહામણાં
જાગો હવે દીનબંધુઓ—નિદ્રાથી સર્વે સુજણાં
નિજધામની હોય હામ તો—દુઃખટાળો માતા ગઉતણાં
ટાળો રંજ ગઉમાત તણો તમ, તજો ભુંડા મનના ભાસો
તો સુખ પાશો—ન દુખ દેખી ગઉઓના દુર નાસો

૩

મન મલકાઇ જુઓ કસાઈ લીયે પ્રાણ ગઉના ભાઇ
દહીં દુધ ખાઈ—સવાઇ કેવા થયા છે અન્યાઇ
વિન વાચાઇ ગૌ સુખદાઇ વાહારે જેની આવો ધાઇ
આદીલ ગાઈ—કહે રઘુરાઇ હરો દુઃખ જદરાઈ

( શેર )

ખોલો પુરાણો વેદને—વાંચો લખેલું સાફ છે
રક્ષણ કરે જે ગઉ તણુ—સૌ પાપ તેના માફ છે
આદીલનો મુદ્રા લેખણી—જુઓ દાક્ષ ફે અને કાફ છે
ચાહે હયાં તો અન્યાઇ બનો—પણ ત્યાં અદલ ઈન્સાફ છે

કહે **આદીલ** કરો ગઉ રક્ષા એજ મુકિત મારગ છે ખાસો
તો સુખ પાશો--ન દુઃખ દેખી ગઉઓના દુર નાસો

૪

## કીસ્સએ સંજાણ.

( ખ્યાલ ગુજરાતી—રંગત ગરબીની )



સમજો સદજાણ—નર નારો સમજાવું
કીસ્સએ સંજાણ સુનાવું ( ટેક )
હતું અલગી વયેઝ—ઇરાન સઉથી સારૂં
જેનું ટુંક વરણન વિસતારૂં
ગઇયોમર્દથી—યઝદેઝર્દ તક ન્યારૂં
હતું કયાંની રાજ બહુ પ્યારૂં

( ઝુલ )

હકીકતે કીશવરનું રાજ
એનમુન કયાંની તાજ
હેવાલ જેના કહું આજ
સુના સ્રોતાજણ—દીલથી ગાઇ દેખડાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧)

ધન પેશદાદી-અમર નામ નિશાંની
ધન જંગી દીલેરો કયાંની
ધન હખાંમણી-ધન્ય જેની પહેલવાંની
ધનધન શુરવીર સાસાંની

( ઝુલ )

દેવો ને દરૂઝો પાપી
સર નાખ્યાં જેમણા કાપી
જગ જગે અશોઇ સ્થાપી

કુરબાન જેપર—થઇ થઇ મન મળકાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨)

ધન ગેયોમરદ—જંમ ફરીદુન પેશદાદી
ધન જેના રાજ્યની ગાદી
ધન ધન હોશંગ—આતશની આબાદી
તું થકી છે કાયમ યાદી

(ઝુલ)

ધન કયકાઉસ કયાંનીને
ધન કયખુસરો ગ્નાંનીને
ધન જેની કદરદાંનીને

ગુસતાસ્પ શાહા—લેતાં નામ હરખાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૩)

ઝરથુશ્ત ખરો—સ્પીતમાન પયગંબર
યઝદાંનનો પ્યારો રહબર
જાબુલી જાલ—ને રૂસતમ નામેવર
બરઝુ સોહરાબ દેલાવર

(ઝુલ)

ધન રોઇનતન ગોવા *પીલંગ
જેના નામથી દેવા દંગ
થઇ ધ્રુજતાતા સરે જંગ

એવા શેરે બબર—ને કોણથી સરખાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૪)

શાહ કુરૂશ અને—હખાંમણી દારાયસ
જેનો અમલ હીંદમા ફાયસ
પાતળી પુત્રમાં—જેના પુરાવા છે બસ
જઇ જુઓ જેમાં છે રસકસ

* વાઘ

( ઝુલ )

ધન અરદેશીર બાબેગાન
સાસાંની શુરો બળવાન
ધન આંદીલ નવશીરવાન
ધનધન શાહાપુર—શુરવીરને ઓળખાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૫)

ધન અર્દાવિરાફ—સાતો બહેશ્ત દવારાને
જઇ મળ્યો મીનો સારાને
ધન આદરબાદ—મારેસ્પંદ પ્યારાને
ધન મોજેઝા તાહારાને

( ઝુલ )

એવા દસ્તુરાંન દસ્તુર
ઈલ્મેક્નુમના ભરપુર
જેના મુખ પર રબનું નુર
તેની કીર્તિના—પુષ્પ આજ પમરાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૬)

આખર શાહનશાહ—યઝદેઝર્દ કહેવાયો
જ્યાં અંત રાજ્યનો આયો
દીન દુશમનનો—ચોખુટ દોર ફેલાયો
મઝહબનો ખણાયો પાયો

( ઝુલ )

થયો માંહોમાંહે કંકાસ
ઝરથોશ્તીઓમાં ખાસ
જેથી વળ્યું સત્યાનાસ
વર્ણન જેનું—કરતાં જીગર જલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૭)

બુલબુલી અમલ—તે ગુલશનથી ભાગો
જ્યાં ઘંટ બદીનો વાગો
દીને મઝદાનો—નાશ થવા જો લાગો
ત્યારે કોમી જુસ્સો જાગો

( ઝુલ )

કંઈ દસ્તુરો આબેદ
એ વાતે પાંમ્યા ખેદ
જોઇ રમળ સમજ્યા ભેદ

મનથી ચાહ્યું—ઘટે છે નિકળી જાવું
કીસ્સએ સંજાણુ સુનાવું

(૮)

સો સાલ રહ્યા—કોહેસ્તાંનની અંદર
ધર્મને બચાવા ખાતર
ત્યાં પણ ફરશે—ગર્દીશનું બહુ ચક્કર
એમ જોઇ રમળ બરાબર

( ઝુલ )

ત્યારે દસ્તુરો બેહદીન ભારી
મળી સાથે વાત વિચારી
હયાંથીબી કરો તઇયારી

ઘરબાર તજી—તજીયું પીવું ખાવું
કીસ્સએ સંજાણુ સુનાવું

(૯)

છે ધનધન રે—નેરીઓસંગ ધવળને
જેણુ ખોલ્લી ખાસ રમળને
જોઇ લીધું જેમાં—સર દુઃખના વંમળને
કર્માનાં દીની કમળને

( ઝુલ )

ત્યારે લઇ અંજુમન યાર
તજી માલ મતા ઘરબાર
કોહેસ્તાંનથી પડયા બાહાર

જેના ઇમાનના — શું મોતી પરખાવું
કીસ્સએ સંજાણુ સુનાવું

(૧૦)

ત્યાંથી નીકળી—હોરમઝદ બંદર આવ્યા
માથવાંણી સાથે લાવ્યા
રહયા પંદરસાલ—પણ ત્યાંબી નહીં ફાવ્યા
ફઓલાદી ચણાંઓ ચાવ્યા

( ઝુલ )

મળી અંજુમન દીનદાર
કીશતીઓ કીધી તઇયાર
બેઠાં તેમાં નર નાર
શુંશું તંમણી — દીનદારી દરસાવું
કીસ્સએ સંજાણુ સુનાવું

(૧૧)

વચ્એજ ઇરાંનથી — આવ્યા દીવને બંદર
નાખ્યાં કીશતીને લંગર
ઓગણીસ વરષ—દીવમાં રહયા ખરેખર
ત્યાંથીબી નિકળ્યા આખર

( ઝુલ )

સઢ વાંહાણો ઉપર ચઢાવી
કીશતીઓ ફરી હંકરાવી
ભર દર્યે આફત આવી
સર ટુટી થયું—કીશતીઓનું તણાવું
કીસ્સએ સંજાણુ સુનાવું

(૧૨)

ભેંકાર તુફાન — વાદળ દમદમ દમકે
વરસાદની ઝડીઓ ઝમકે
ઉપર આકાશ — નિચે મોજા થમકે
થઇ વૅરણ વિજળી ચમકે

( ઝુલ )

અંધકાર થયો ચોખુટે
સર રંજનુ વાદળ ટુટે
પણ ધીરજ ના કોઇની ખુટે
જે લખવા હાલ—તાકત કયાંથી લાવું
કીસ્સએ સંજાણ સુનાવું
(૧૩)
નર નાર મળી — યાદ કીધી દાવરની
એક દીલે પાક પરવરની
માંનત લીધી—બેહુરાંમ ઈઝદ રહબરની
ચા'હી મુરાદ અંતરની
( ઝુલ )
જો પાર સમુદર તરસું
કોઇ કાઠે જઇ ઉતરસું
આતશબેહરાંમ ત્યાં કરસું
એમ કેહેતાં વાર—તોફાંન મટીયું આવું
કીસ્સએ સંજાણ સુનાવું
(૧૪)
કુશ્તી પાદેઆબ—કીધી સૌએ વાંહાણે
આવી લાગ્યાં સંજાણે
આસરો દીધો — રાજા જાદિ રાણે.
કર્તાની કળા કોંણ જાણે
( ઝુલ )
સંજાણ આવ્યાં નિરધાર
થયા ઠરીઠામ તે વાર
ગયા રાંણાની દરબાર
હેવાલ તેનો — ગાઇ હવે બતલાવું
કીસ્સએ સંજાણ સુનાવું
(૧૫)

રાંણા પાસે — આવ્યા માહા આબેદો
સઉ બેહુદીનને મોઆબેદો
નરીઓસંગે — કહયા ભરમ ને ભેદો
ધરી મનમાં નેક ઉમેદો

( ઝુલ )

સઉ કીધું દુઃખનું ખ્યાન
સમજે રાંણા દઇ કાન
લીધાં પાંચ વચન આસાન
તે પાંચ વચન—ખુલ્લાં કરી જણાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૬)

શું મઝહબ છે—જવાબ આપો સતવર
નહીં જુઠ જેમાં હોય રજભર
છે શરત બીજી—ભાષા ફારસી બેહતર
છોડીને બોલો ગુરજર

( ઝુલ )

વળી ત્રીજો કઓલ છે એવો
પોષાક હીંદવાંણી જેવો
સ્ત્રીઓને પેહેડાવો તેવો
છોડો હથ્યાર—ચોથો કઓલ પલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૭)

પાંચમું વચન — માગું તમોથી આજે
કરો લગનની કીર્યા સાંજે
એ પાંચો કઓલ—આપો આજ સમાજે
તો છે જગ્યા તમ કાજે

( ઝુલ )

લાચાર તેવારે થઈને
યઝદાંના નામને લઇને
રહયા પાંચો વચન એ દઈને

શું લખું બયાંન—લખતાં હયેરત થાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૮)

ધર્મની ખુબી — રાંણાને સમજાવી
સઉ તરીકતો દેખડાવી
પછી હાથ કીધી—જગા જે મનને ભાવી
ત્યાં દીધું શેહેર વસાવી

( ઝુલ )

આબાદી કીધી ત્યાં જાણો
શું ખણી ખુબીની ખાણો
થયો આનંદ જાદીરાણો
તેવુંજ થયું—જેવું ખુદાનું ચ્હાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૯)

એક દીવસ ગયું—દરબારે અંજુમન
જોઈ રાંણા થયો બહુ પરસન
નરીઆ સંગ કહે—સુનો રાયજી વરણન
કરો મનની ઈચ્છા પુરન

( ઝુલ )

હમે રૈયત હયાંની ઠરીએ
રહી આનંદ ફરીએ હરીએ
આતશબેહરામ એક કરીએ
કહયું રાંણાએ — માથે બોલ ચહડાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૦)

ત્યારે નમન કીધું—સઉકોઇએ બાદશાહાને
જોઇ પુરણ તેના ચાહાને
પાંચ વર્ષે ખરી— ધરી ફરજની રાહાને
પરથાવ્યા ઇરાંન શાહાને

( ઝુલ )

ત્યાં વસ્યા ત્રણુસો સાલ
હર વાટે ખુશી ખુશાલ
શું લખું જેનો અહેવાલ
તે બાદ થયું — ગામેગામ ફએલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૧)

થઇ સાત સદી—તેમણે હીંદમાં જ્યારે
શું બનાવ બન્યો ત્યારે
કેવો કીધો શીતમ—ગુરજરના સરદારે
સુલતાંન માહામુંદે ભારે

( ઝુલ )

ત્રીસ હઝારનું લઇ લશકર
કીધો અલેફખાંનને અફસર
મોકલાવ્યો સંજાણ ઉપર
જે જંગ તણું — વરણન હું વરણાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૨)

રાણાએ રે — જોઇ ગરદીશના રંગને
કહ્યું મુખથી જોઇ પ્રસંગને
લડો બાહદુરો—મનમાં ધરી ઉમંગને
દેખડાવો ક્યાંની જંગને

( ઝુલ )

લેઓ હીન્દી ફઓજને સાથ
દુશમનોથી ભીડો બાથ
શમશીરનો દેખાડો હાથ
કરો મદદ હવે — યાદ વચન દેવડાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૩)

ત્યારે હીન્દી ફ્રઓજ—ને ચઉદસો સાસાંની
લઇ અરદેશીર ઇરાંની
મયદાને જંગ—પડી કીધી પહુલવાંની
પણ ભાગી ફ્રઓજ હીંદવાંની

( ઝુલ )

કયાંનીઓએ દીધો ત્રાસ
એકલે હાથે લડયા ખાસ
લાસોપર બીછાવી લાસ
જેની ફ-તેહ તણો—ડંકો હું વગડાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૪)

અરદેશરથી — હારી શત્રુઓ પડયા
ગ્રહ તેમણે વાંકા નડયા
ત્યારે બીજીવાર—સંજાણ ઉપર ચડયા
સો ઘણાં સેપાહ લઇ લડયા

( ઝુલ )

તો થઇ આપણની હાર
અરદેશર સીપેહસાલાર
થયો જંગમાં અખર ઠાર
જેનો લખતાં હાલ—ગમનો મેહ વરસાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૫)

સંજાણેથી—આવ્યા બહારોટ કોહ પર
ઘસડાયા રંજના રોહ પર
ત્યાં જઇ મુકયા—ઇરાંનશાહને ખોહ પર
મઝદાનું નામ લઇ મોહપર

( ઝુલ )

જ્યાં વરસ બાર તક રહયા
હાંદેસા કંઇ કંઇ સહયા
ત્યાંથીબી વાંસદા ગયા

જ્યાં રહયા તેઓ—સાલ હું ચઉદ ગણાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૬)

રહી ચઉદ વરસ—ત્યાંથી ગયા નવસારી
સુખમાં બે સદી ગુઝારી
સુરત વલસાડ—થઈ ઉદવાડે ન્યારી
ગઈ ઇરાંનશાહાની સ્વારી

(ઝુલ)

છે ઇરાંનશાહાનો દરજો
એવો બુલંદ ચિત ધરજો
કુલ અદા ફરજને કરજો
દીલો જાનથી હું—જેને શીશ નમાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૭)

જેનાં કીર્તિના—સ્થંભને ગાડો યારો!
સંજાણ આવી નર નારો!
દિનને કાજે—બાહાર પડો દીનદારો!
છે ખુદા મદદ કરનારો!

(ઝુલ)

આવો સંજાણ આવો!
દીનદારો ફરજ બજાવો!
કયાંની ઝુંડો ફડકાવો!
એમ કહે "આદીલ"—એથી વધુ શું ગાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૮)



## ૪૯

# પર ધર્મની કેળવણીના કડવાં ફળો.

## (ખ્યાલ ગુજરાતી—રાહ ગરબીની)

શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે
ગાથા છોડી બાયબલ પકડું—ખરી મડમ કહેવાઉં રે (ટેક)
બાયબલ કાપે જગનું પાપ
બાયબલ કાપે કુલ સંતાપ
બાયબલ મ્હારાં માં ને બાપ
બાયબલ પર ઓવરાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૧

બાયબલ વાંચી બનુ મડમ
લઉં દેવળમાં બેપટીઝમ
જાઉં પેરેડાઇઝ એકદમ
મુક્તિ લઇ મલકાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૨

ગાથા ભણવું છે આઝાબ
બાયબલમાં છે ઘણું સવાબ
બાયબલ છે ઇશ્વરી કીતાબ
ક્રિશ્ચયન થઈ હરખાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૩

ગાથા વાંણી પોલમ પોલી
કોહોલાં ને કુતરાંની બોલી
બાયબલ વાંચુ હું અનમોલી
લેડી "એં વન" થાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૪

જીજઝ રબનો બેટો સાચો
આંખે ડાબી બાયબલ વાંચો
ઝરાથુશ્ત સાધારણુ કાચો
જેની દીન ડુબાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા

૫

જીજઝ કુલ જગનો પયગમબર
જીજઝની દીન સઉથી બેહેતર
ઝરાથુશ્ત છે ઑરડીનરી નર
હું જીજઝને ચહાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૬

અગીઆરી આતશ બેહેરામ
છે જયાં તો પાગલના કામ
ચર્ચો સરવે સુખના ધામ
ત્યાં જઇ મુકિત પાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૭

પોલકો સાડી માથાં બાંનુ
મડમ બની હું રાખું સાંનું
લાગે ટોપસ ગવન મજાંનુ
પહેડી ને છળકાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૮

સુદરો કુશ્તી ઢોંગ ધતુરા
મેં છોડયા સઉ પુરે પુરા
કરૂં જેના બસ ચુરે ચુરા
જાંગલી થઇ ઇતડાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૯

માત પિતાને આપું ઠાગો
પૂછે તો દઉં જવાબ નાગો
પાક બેહદઈનો પેહેડી વાગો
કોઇથી નહીં લજવાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા

૧૦

ચેતો ચેતો તમ માં બાપો
ધર્મ કેળવણી સંગીન આપો
દીકરીઓને ચૂરો ચાંપો
આદીલ કહે શું ગાઉં રે
શિખી અવસ્તા અર્થ વગરની—નાહક હું પસતાઉં રે—ગાથા.

૧૧

## ઇ૦સ૦ ૧૯૨૯ નું મુંબઇનું ભયભીત હુલ્લડ.

(ખ્યાલ ગુજરાતી—રંગત ઝરફી ખફીફ)

—:o:—

શું કોપ ઇશ્વર આ ત્હારો—ભયંકાર થયો છે ન્યારો
(અય યાર) ધુજે કુલ હાડ માંસ અને ચામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારોમેર-કરે હિન્દુ ને ઇસ્લામ (ટેક)
શિવરીમાં તેલની ટાંકી—જેને કશું ન રાખ્યું બાકી
(અયે યાર) મુળ જયાંથી મંડઈ મોકાણ
કરી ઘાટીઓએ ખ્યાલ-પાડી તેલની હરતાલ-પરિણામે હતા અંજાણ
માલેકોએ મક્કમ થઇને—પાણીચું તેઓને દઇને
(અય યાર) રાખ્યા કુલ તેંમણી જગે પઠાણ
જોઇ બલા પગેવળગી-ભઠી ઘાટીઓની સળગી-ત્યારે કરવા લાગ્યા રમખાણ

(ઝુલ)

કહે પઠાણોને તમે ચુપ ચુપ ચાલ્યા જાવો
ના જાણી જોઇને મરવા કામ પર આવો
કહે પઠાણો જાવો જાવો ખાંડ ના ખાવો

(દોહરા)

નથી એવી વાતો તણી—હમને કોઇ પરવાહ
તમે તમારે મારગે—હમે હમારી રાહ
હમે નથી તમને રખડાવ્યા—તમે આપ આફતમાં આવ્યા
(અયે યાર) હવે તો લેઓ અલ્લાહનું નામ
હાય મુંબઈ જેવું શહેર-કાપા કાપી ચારો મેર-કરે હીન્દુ ને ઇસ્લામા

૧

એટલું કહી પઠાણો વળ્યા—નહીં નોકરી પરથી ટળ્યા
(અયયાર) હબલ સળગી ત્યારે અંગાર
બાંબુ સોટા સજ્યા લઇને-ખુન પર ચઢયા દોડી જઇને-માર્યો પઠાણોને બહુ માર
જેમાં કંઇક પઠાણો મર્યા—કંઇકોને ઝખ્મી કર્યા
(અયયાર) નહીં સરકારનીબી દરકાર
જેબી પઠાણ મળતા સામે-તે ના પાણી પીવા પામે-થયા કંઇ ઝખ્મી કંઇ ઠાર

(ઝુલ)

ઘાટીઓની ટોળી નિકળી ન્યારી ન્યારી
બસ મરવું મારવું વાત એજ મનમાં ધારી
શિવરીમાં મચી રહી ધુંમધામ બહુ ભારી

(દોહરા)

ચુંટી ચુંટીને મારીઆ—પઠાણોને નિરધાર
લુંટ ચોરી ખુનો અરે—ચાલ્યાં સાંજ સવાર
પોલીસે બંદોબસ્ત કીધો—મામલાને હાથમાં લીધો
(અયયાર) કીધો હર વાતનો ઇન્તેઝામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારોમેર-કરે હીંદુ ને ઇસ્લામ

૨

હયાં વાત પડી ગઇ ઢીલમાં—પણ જલંન હતી બહુ દીલમાં
(અય યાર) હતું સઉનું લડવા પર મન
એટલે ગામ ગપાટો મોટો-છોડયો ગપનો ગોળો ખોટો-જેનું સમજો કુલ વર્ણન
મુંબઇના પઠાણો ઝાલમ—કોઈ જુએ ન તેમ બેમાલમ
(અયયાર) ફરે છે શહેરમાં રાત અને દન
બાળક ઉંચકી જાય છે નાના-ભોગ દેવા છાણુંમાના-માટે મારો તેની ગરદન

(ઝુલ)

એ રીતે લોકોને ભંભેરી ભંભેરી
લેતા પઠાણોને રસ્તે ઘેરી ઘેરી
બુમરાંણ થયું ગલીઓમાં સેરી સેરી

(દોહરા)

સાંમા મળતા પઠાણ જે—કરતા તેંમણા ખુન
માર્યા પઠાણો બેગુનાહ—કીધો કોપ જખુન
કાતીલ છરીઓને લઈ લઇ—જીવપર ઉંધાર બહુ થઈથઇ
(અયયાર) પડયા ખુન કરવા બાહાર તમામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારોમેર કરે હીંન્દુ ને ઇસ્લામ

૩

ઓગણીસ્સો ઓગણીત્રીસ સાલે—માહ ફેબ્રુઆરીનો ચાલે
(અયયાર) કે તારીખ ત્રીજી દિન રવિવાર
મીલ મજુરોની ટોળી-જેને હૈયે પજરી હોળી-થયા કમર કસી તેંયાર
ત્રણ દિવસ પઠાણો છાણાં—રહયા ધિરધરી બહુ શ્યાણાં
(અયયાર) પડયા દિન ચોથે તે સઉ બાહાર
હયાંથી કોંમી હુલ્લડ જાગું-ખ્વારીનું નગારૂ વાગું-શું ચાલી કતલ ખુંખાર

(ઝુલ)

દેવલાલી પૂણાંથી પલટન ગોરી આવી
વળી શાન્તાકુઝથી હીન્દી પાયદળ લાવી
તે સાથ તુરત ઓકઝીલ્યરી ફોર્સ બોલાવી

(દોહરા)

બંદોબસ્ત એવો કીધો—પોલીસે લઈ ખંત
આં ખુના મરકી તણો—લાવવા ઝટપટ અંત
જોઇ સ્થિતિ એવી કફોડી-ચઉદ વખ્ત ગોલીઓ છોડી
(અયયાર) બેસાડયા પાહારા ઠામેઠામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારોમેર-કરે હીંદુ ને ઇસ્લામ

૪

જુંમબેશ એવી તો જાગી—ઉછલી રહી છરીઓ નાગી
(અયયાર) જગેજગ ખુન ખુનની ધુમ
નહીં વળ્યા કોઇ વાળેલા-નહીં ટળ્યા કોઇ ટાળેલા-થઇ શુધબુધ સૌની ગુમ
હુલ્લડે લીધું રૂપ ગંભીર—લાઠીઓ છરીઓ શમશીર
(અયયાર) ચાલી રહી લોહીની નદીઓ ધુમ
ભાઇ ભાઇઓના જાન-લીયે હીંદુ મુસલમાન-થઇ કેવી મતિ ગુમસુમ

(ઝુલ)

રે! હાય દયાની દેવી કયાં જઇ બેઠી
કાં ક્રોધમાન બેહુ ભાઇઓપર થઇ બેઠી
શું કીના કપટનું કાજ હાથ લઇ બેઠી

(દોહરા)

ભાઇ ભાઇપર લેશભી—દયા કરી નહીં હાય
પોલીસની સમજાવટો—સર્વ ધુળમાં જાય
ના રાત દિવસ કોઇ જોતા—હાથોને રગતથી ધોતા
(અયયાર) પીતા એકકના લોહીની જામ
હાય મુંબઇ જેવું શહેર-કાપાકાપી ચારોમેર-કરે હીંન્દુ ને ઇસ્લામ

૫

ગંભીર મામલો જોઇ—પોલીસે પલકના ખોઇ
(અયયાર) લીધા લેવાના ઇલાજો ખાસ
ભુર્યાભૂતો દોડી આવ્યા-સાથે મશીન ગંનઝોલાવ્યા-ફોડયા ફટાકડાચોપાસ
કરફ્યુ ઑારડર દઇ દીધો—મામલાને હાથમાં લીધો
(અયયાર) ધન્ય દસ્તુર તુજને શાબાસ
કરફ્યુ ઓરડરને બજાવી-ખુના મરકીને અટકાવી-દઇ દીધો સમાવી ત્રાસ

(ઝુલ)

બેખતા મુઆ હીંન્દુ ને મુસલમાંનો
એકસો ત્રેતાલીશ ગયા છે કિમ્તી જાનો
સાનસોની ઉપર ઝખ્મીઓ થયાં ઇન્સાંનો

( દોહરા )

ધનધન છે તુજ પારસી—એમબ્યુલંસને ધન
ખડે પગે વિન સ્વાર્થી—રગડી નાખ્યું તન
ઝખ્મીની જતન બહુ કરતા—ભયભીત ગલીઓમાં ફરતા
( અયયાર ) લઈ જતા હોસ્પીટાલોને ધામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારેમેર-કરે હીંન્દુ ને ઇસ્લામ

(૬)

ધનધન હીંન્દી ભ્રાતાઓ—ધન સ્વરાજના ચ્હાતાઓ
( અયયાર ) ચાહો એક બાજુથી સવરાજ
ત્યારે બીજી બાજુ ભાઇ-તણાં શત્રુઓ સવાઇ-બની ભાઇને કરો તારાજ
શું આજ રીતે તમ સાથે—મળી મૂકશો તમારે માથે
( અયયાર ) હીંન્દ માતાનું અનુપંમ તાજ
દેખી પ્રાણ દાઝી જાય-ચિત આકુળવ્યાકુળ થાય-વધુ ગાય શું આદીલ આજ

( ઝુલ )

સુનો અરજી હવે હે! ઇશ્વર રાતામાતા
કરો હીંન્દ ભ્રાતા પર દયા, દયાળુ દાતા
છે ત્રીસ કોડ સૌ એક માતાના ભ્રાતા

( દોહરા )

ટાળો મુખ ટંટા તણું—બાળો મુખ કંકાસ
સુખ સંપત શાંન્તિ દીઓ—પુરો હીંન્દની આસ
હવે રોક કલમ તું આદીલ—શમશીર મ્યાન કર કાતીલ
( અયયાર ) નથી હુંનહારમા કોઇનું કામ
હાય મુંબઇ જેવું શેહેર-કાપાકાપી ચારેમેર-કરે હીંન્દુ ને ઇસ્લામ

૭



# સાઇકલ ઉપર દુનિયાની સફર કરનાર પારસી વિરળાઓ

( ખ્યાલ ગુજરાતી—રંગત ખફીફ )



સદ લાખ શુક્ર હું કરૂં પાક યઝદાંના
(અયયાર) જેને મુશકીલો કીધી આસાન
સફર કરી દુન્યાની સલાંમત આવ્યા ત્રણુંડે જવાન (ટેક)
ધન હકીમ, બાપા સોલા, ભમગરા તમને
( અયયાર ) ધન્ય છે હામ તમારીને
ભયભીત જોખમ છતાં, વધુ કીર્તિ મન ધારીને
સાયકલને ઘોડે સ્વાર થઈ શુરવીરો
( અયયાર ) છાંડી વળ્યા જગ સારીને
ધન્ય ધન્ય તમ પિતા, જણુંતા માતા પ્યારીને

( ઝુલ )

શું હામ નામનું, કામ કરી બતલાવ્યું
કયાંની ખમીર કુલ દુન્યાંને દેખડાવ્યું
ઝરથુશ્તી ગોહર આલમમાં ઝળકાવ્યું
( અયયાર ) અમર રાખ્યું આ નામ નિશાન
સફર કરી દુન્યાની સલાંમત આવ્યા ત્રણુંડે જવાન

૧

કુલ સફર કીધી પગ રસ્તે આ દુનિયાની
( અયયાર ) કે માઇલો પીસતાળીશ હઝાર
બેયાબાન જંગલો ને પાહાડો ખીણો કીધી કંઇ પાર
કંઇ એક રેતીના રણો વટાવ્યાં ભારે
( અયયાર ) હતાં જે ભયભીત ને ભયંકાર
મેહેરથી તે માલેકની કીધાં કંઇ હફતેખાંન પસાર

(ઝુલ)

ધન ધન ધિરા ગોરા શુરવીરાઓ તમ
ધન ધન બેશક રૂસ્તમના નબીરાઓ તમ
ધન ધન ઝરથુશ્તી કોમના હીરાઓ તમ
(અયયાર) રહી જશે કીર્તિ જાવેદાન
સફર કરી દુન્યાની સલાંમત આવ્યા ત્રણુડે જવાન

૨

ફરી વળ્યા ખુણે ખુણાં, ન ભયથી ટળ્યા
(અયયાર) ન રાખી કોઇ વાતોની ખામ
પાંચો ખંડમાં ફરી કીધું દુનિયામાં અમ્મર નામ
ઉંઘ, ભુખ, પ્યાસ, ને થાક, ટાઢ, ને તડકો
(અયયાર) સહન સઉ કીધું ધરી મન હામ
આલમ સારી બની અજાયબ જોઇ તમારૂં કામ

(ઝુલ)

ધનધન વીરળાઓ ધન્ય છે તમ હિકમતને
બર લાવ્યા મુરાદો કુલ, રાખી હિમ્મતને
કોણ કરે તમારી હિમ્મતની કિમ્મતને
(અયયાર) વગાડયો ડંકો જગ દરમ્યાન
સફર કરી દુન્યાની સલાંમત આવ્યા ત્રણુડે જવાન

૩

હવે નમો તમો, કુલ ખલકતના ખાવરને
(અયયાર) કીધી આસાંન જેને મુશકીલ
મેહેરથી જેની કીધી તમે દુનિયાભરની મંઝીલ
શું રાખી નામના તમે બાપ દાદાની
(અયયાર) માર્યું કીર્તિનું જગમાં સીલ
વધુ હાલ શું લખે, કે લખતાં ઝઇફ થયો આદીલ

(ઝુલ)

શું મેહેર કીધી કૉમ ઉપર તેં પરવર પ્યારા
નૂરમંદ કીધા મુજ કૉમી એવા સિતારા
કહે ઝાલ નિરાળા ખ્યાલ છે આદીલ તહારા
(અયયાર) સુને કુલ બસ્તે કુશ્તીઆન
સફર કરી દુન્યાની સલાંમત આવ્યા ત્રણુડે જવાન

૪

# હોળીનો મહિમાં.

( ખ્યાલા ગુજરાતી—રંગત ખફીફ. )



શ્રી બ્રીનદ્રાવન જસોદાના લાલ કનહાઈ
( અયેયાર ) સખા સખીઓ સંગ આવે છે
ધુમધામ ધરણીધર હરી હોળીની મચાવે છે (ટેક)
લઈલઇ ગુલાલ નંદલાલ બાળ ગ્વાલો સંગ
( અયેયાર ) ભરી મુઠ્ઠીમાં મારે છે
રમી ફાગ ફાગણમાં કર હોળીનો ઉતારે છે
લઇ અરસ પરસ મારે પીચકારી રંગની
( અયેયાર ) ફાગ મુખ થકી ઉચારે છે
તેત્રીસ કોટી દેવ જેનો જયજય લલકારે છે

(ઝુલ)

સખીઓ ને સખાની જમી પરસપર ટોલી
રમે હલીમલી સઉ દીલનો પરદો ખોલી
શું રંગ ભરી રંગ ઉપર ચઢી છે હોલી
( અયેયાર ) દેવી દેવતા મન મનાવે છે
ધુમધામ ધરણીધર હરી હોળીની મચાવે છે

૧

એક તરફ ઉભી છે શ્રી રાધા અણબેલી
( અયેયાર ) હાથમાં લઈ ગુલાલની થાલ
એક તરફ લઈ ઊભા હાથમાં અબીર શ્રી નંદલાલ
એક તરફથી મારે ગુલાલ રાધા રાંણી
( અયેયાર ) ધરી મન પ્રાણપતિનો ખ્યાલ
એક તરફથી અબીર ઉડાવે શ્રી જસોદાના બાલ

( ઝુલ )

ધરી કરમાં, મારે અરસ પરસ પિચકારી
એક તરફ કરશન એક તરફથી રાધા પ્યારી
શું ધુમ મચી રહી બીન્દ્રાવનમાં ભારી

(અયેયાર) વૃષ્ટિ રંગની વરસાવે છે
ધુમધામ ધરણીધર હરી હોળીની મચાવે છે

૨

લઇ અબીર, અર્ગજા, ગુલાલ, કેસર થાલી
(અયેયાર) પ્રેમ પ્રિતે સઉ મચાવે ફાગ
રમી ફાગ ફાગણુમાં ઉડાવે મળી રંગ ને રાગ
તરબોર કરે સાડી ચોલી સખીઓની
(અયેયાર) જુએ સઉ પોત પોતાનો લાગ
રમે રંગ લઈ લઇ ઉમંગ હોળીમાં, લગાડે આગ

(ઝુલ)

હોળીમાં હોળી ચાર તરફ સળગાવે
રમી ફાગ, રાગ હોળીના સઉ સમજાવે
કૈલાસવાસીઓ પણ સાંભળવા આવે
(અયેયાર) સુની સર્વે મન રીઝાવે છે
ધુમધામ ધરણીધર હરી હોળીની મચાવે છે

૩

રમી ફાગ રાગ હોળીના રાધીકા સાથે
(અયેયાર) થાય આનંદ મન મોહન મુરાર
સખા સખી ચર્ણોને ચુંમી સૌ બોલે જયજયકાર
ગોપી ને ગ્વાલ ગાય તાલ, વગાડે મૃદંગ
(અયેયાર) ઢોલક, ખંજરી, દફ, ચંગ, ચિકાર
છએ રાગ વળા ત્રીસ રાગણી, મચી રહયો લલકાર

(ઝુલ)

દીનબંધુ દીનાનાથ ગુણી ગુણખાંણી
જેને દયા દાસપર અંતઃકરણથી આંણી
આદીલે રચી હોળીની રચણ વખાંણી
(અયેયાર) જેને મન ભકિત ભાવે છે
ધુમધામ ધરણીધર હરી હોળીની મચાવે છે.

૪

# કૃષ્ણ-લીલા.

## (ખ્યાલ ગુજરાતી—રંગત ખફીફ.)



શ્રી જસોદાજીના બાળ લાલ ગીરધારી
(અચચાર) નાચ ગોપીઓને નચાવે છે
મુરલીધર મન હરન મોહનજી મુખ મલકાવે છે (ટેક)
બસ રસ્તે વાટે લુંટે લીયે રસ ભારી
(અચચાર) રંગ બહુ પ્રેમે ઉડાવે છે
ઇચ્છા પુરન કરી ત્રીભુવન રાસ રચાવે છે
અંતરજામી સુનામી કુન્જ બિહારી
(અચચાર) જ્યારે ગોકુલમાં આવે છે
દહી દુધ માંખણુ ખાઇ ખાઈ મન મદન બનાવે છે

(ઝુલ)

રસ રાતા દાતા જે પર દયા લાવે છે
આપી સુખ, સૌના દુઃખને વિસરાવે છે
યશ પામી સુખધાંમી મન હરખાવે છે.
(અચચાર) પ્રેમનો મેહ વરષાવે છે
મુરલીધર મન હરન મોહનજી મુખ મલકાવે છે

૧

પત રતનો ધણી સુમત કરનાર મુરારી
(અચચાર) ભકિત રસ જેને ભાવે છે
દઈ દરશન પરશન થઇ ભવથી પાર તરાવે છે
નાગર નટ મોર મુકટની છબ ઢબ ન્યારી
(અચચાર) ચિત અંચિત ચોરાવે છે
રતન પદારથ સજન ભજન ભાવથી કરાવે છે

(ઝુલ)

ચકડોલે ચિત સુપ્રિતથી ચડાવે છે
નારી નરમાં શ્રીધર પદ પંકાવે છે
રમી રાસ આસ કરી પુરન બતલાવે છે

(અયચાર) સુફળ ભકિતનું અપાવે છે
મુરલીધર મન હરન મોહનજી મુખ મલકાવે છે
૨
કર્તા જગના, દુઃખ હરતા દસ અવતારી
(અયચાર) મહા પાપોથી છોડાવે છે
વીઘ્ન કરી દુર સદા સદન અન ધનથી ભરાવે છે
આપે ભકતનને સહાય ગોવરધન ધારી
(અયચાર) કષ્ટ સુજણના હટાવે છે
દીયે જલન દુષ્ટનને તેના તન મનને જલાવે છે

(ઝુલ)

લઇ ગ્વાલ બાલ સંગ ગાયોને ચરાવે છે
નરસીંહ રૂપ ધરી ફરી પ્રહલાદ બંચાવે છે
સત કાજ લાજ દ્રૌપદીના રખાવે છે
(અયચાર) સુજણને હીયે સમાવે છે
મુરલીધર મન હરન મોહનજી મુખ મલકાવે છે
૩
રમા પતિ અતિ સુમતિ કરે ત્રીપુરારી
(અયચાર) ઘમંડ દૈત્યોનું ઘટાવે છે
વાંમન રૂપ લઇ વદનથી ભકિત રસ પીવરાવે છે
કરી મેહેર લેહેર મરકુમ પર પ્રિત વધારી
(અયચાર) ભકિત મારગ દરસાવે છે
લખી મથન આ કથન ગાઇ આદીલ સંભળાવે છે

(ઝુલ)

ગીત ગાઇ ગાઇ જદરાઇ લલચાવે છે
વાજન ગાજન સાજન શુભ વગડાવે છે
લાયક સુખ દાયક કદી ન તરસાવે છે
(અયચાર) ન દીલ આદીલનું દુખાવે છે
મુરલીધર મન હરન મોહનજી મુખ મલકાવે છે
૪

## દીયો સ્વરાજ્યના વૈભવ–હમારી હિન્દ માતાને.

### (ખ્યાલ ગુજરાતી—રંગત ભૈરવી ગઝલ.)

---

સકળ સૃષ્ટિથી તારો હર, બિચારી હિન્દ માતાને,
દીયો સ્વરાજ્યના વૈભવ, હમારી હિન્દ માતાને (ટેક)
અતિ રંજે રીબાએ છે, અતિ દુઃખે દુભાએ છે,
સુખે સુખીયારી તમ કરજો, મુરારી હિન્દ માતાને,
કળે કોણ કષ્ઠ માતાના, સિવા જગદિશ દાતાના,
દીયે કોણ સ્હાયના જગમાં, આ પ્યારી હિન્દ માતાને,
લીયો કષ્ટો કરોડોથી, ઊગારી હિન્દ માતાને,
દીયો સ્વરાજ્યના વૈભવ, હમારી હિન્દ માતાને,

૧

રે ! વિન વાચાઈ ગઉ જાણો, દયા દાતા દીલે આણો,
કરો કષ્ટો થકી ઉધ્ધાર, તારી હિન્દ માતાને,
દીયે ઘી, દુધ, દહીં, માખણ, કરે ક્રોડો નાણું પાળણ,
છતાં ગમની ગળે પાળા, છે કારી હિન્દ માતાને,
હવે મુકજો આ ભવથી પાર, ઉતારી હિન્દ માતાને,
દીયો સ્વરાજ્યના વૈભવ, હમારી હિન્દ માતાને,

૨

વિપુળ વિપતિ વિદારો તમ, એ કહીયે નમ્રતાથી અમ,
કરો નિર્વાણ હે ! ભગવાન, ઠારી હિન્દ માતાને,
નિરે જેના નયન ભરીયાં, એવાં તે કર્મ શું કરીયાં ?
કરો નિર્ભય નિરન્તર, ત્રીપુરારી હિન્દ માતાને,
નિરંકુશિત કરો આગળ, વધારી હિન્દ માતાને,
દીયો સ્વરાજ્યના વૈભવ, હમારી હિન્દ માતાને,

૩

સપુતો હિન્દના ગરજી, કરે અરજી પુરો મરજી,
વિહારો વિઘ્નથી વિધવિધ, વિચારી હિન્દ માતાને,
વિના તારક તરે કયાંથી, કરો છુટકારો જ્યાં ત્યાંથી,
પુગાડો મોક્ષની ટોચે, આ સારી હિન્દ માતાને,
રે! આદીલ ત્હારી દે સેવા, તું ભારી હિન્દ માતાને,
દીયો સ્વરાજયના વૈભવ, હમારી હિન્દ માતાને

૪

## માહાત્મા ગાંધીનું શિક્ષણ.

(ખ્યાલ ગુજરાતી—રંગત ભેરવી ગઝલ)



સુનો હિંદુઓ ઇસ્લામો—અને તમ પારસી શુરા
જો ચાહો હિંદની મુકિત—તો કાંતો રેંટિઆ પુરા....ટેક
મહા વિર મહાત્મા ગાંધી—અમુલ્ય જેમણુ શિક્ષણુ છે
સહનશિલતા સમાધાંની—સજો શસ્ત્રો એ તિક્ષણુ છે
વદે જેની લડો શુરવિર—ફતેહ જેમાં વિલક્ષણુ છે
પછી સ્વરાજય મળવાને—કહાં દુર એક બી ક્ષણુ છે
હવે નિંદરા થકી જાગો—અરે ઓ હિંદના તુરા
જો ચાહો હિંદની મુકિત—તો કાંતો રેંટીઆ પુરા

૧

કરો દુર આળસાઇ ને—ધરો કંઈ માણુસાઇ સાર
વધારો હિંદના ઉદ્યોગ—અને કુલ્લે વણુજ વેપાર
વણો તાંણુામા વાંણો લઈ—છે મુકિત તાંતણુાંને તાર
નથી સંશય કશો જેમાં—થશે ઝટ દેશનો ઉદ્ધાર
ન રાખો લેશબી પરવા—ભલેને રહે ગળે છુરા
જો ચાહો હિંદની મુકિત—તો કાંતો રેંટિઆ પુરા

૨

ધરો ના આળસાઇ ને—કરો તમ રેંટિઓ પ્યારો
ખરો આ દેશનો જાણો—જે છે ઉદ્ધાર કરનારો
ધરો ઘર રેંટિઆ કાંતો—નરો હિંદી અને નારો
ભરો ઉદ્યોગે દામન તર—એમાં છે દેશ છુટકારો
સુતરના તાર ના જાણો—એ છે ખંજરના ઘા બુરા
જો ચાહો હિંદની મુકિત—તો કાંતો રેંટિઆ પુરા

૩

સમાને આપ છે કયાં બળ—સમાને મેઘ છે કયાં જળ
બનો એક પારસી હિંદુ—ને ઇસ્સલાંમો તજીને છળ
નિરાળી બળ તણી છે કળ—થશે જો ઐકયતાનું દળ
વણો ખાદી તો આબાદી—તજો બરબાદીની ચળવળ
કહે આદી ન તજો ઝગડા—બને જોઇ દીલ જીગર ચુરા
જો ચાહો હિંદની મુકિત—તો કાંતો રેંટિઆ પુરા

૪

## સેતારોશ પાક યઝદાં.

(ખ્યાલ અવસ્તા ભાષામાં—રંગત ભૈરવી ગઝલ.)

:o:———

ક્ષનોથ અહુરહેમઝદા—સતાએમ દએંન મઝદાઇ
(ખુશી કરવા માટે) (અહુરમઝદને) (વખાણું છું) ( દાનને ) (મઝદાની)
અમેષેમ રએમ યઝમઈદે—અહુરા મર્ઝદીકાઇ (ટેક)
(અંમર) (નુરમંદ) (હું પૂજું છું) (અહુરમઝદને) (દયાને માટે)
વીસ્પા દુશમતાચા પઇ—તીરીચ્યા દઇથે અહુમાઇ)
(સઘળા) (બુરા વિચારો) (હુ છોડી દઉં છું) (અહુરમઝદને માટે)
અમેષા સ્પેનતા યસનેમચા—ફ્રરશાતુએ બએશઝાઇ
(ઓ અમેષાસ્પંદો) (ઇજશને) (તમને આરાધું છું) (તનદરૂસ્તી માટે)
રાહી ઊસ્તનેમ ખખીયાઓ—ફ્રદથાઇ વહિશતાઇ
(અર્પણ કરૂંછું) (જાનને) (મ્હારા પોતાના) (વૃદ્ધિ કરવા માટે)(સઉથી સરસ)

અમેષેમ રએમ અહુરમઝદા—યઝમઇદે મરેથાઇ
(અંમર) (નુરમંદ) (ખુદાને) (વખાણું છું) (યાદ કરવા માટે)
ખુરેહ્રમંદ રએવાઓ અહુરા—યઝમઇદે હવંઘાઇ
(ચળકારવાળા) (ઝળકતા) (અહુરમઝદને) (વખાણું છું) (કુટુંબની વૃદ્ધિ માટે)
અમેષેમ રએમ યઝમઇદે—અહુરા મર્ઝદીકાઇ
(અમર) (નુરમંદ) (હુંઈજું છુ.) (અહુરમઝદને) (દયાને માટે)
૧
અષવનેમ વીસ્પેમચ મઝદા—યઝમઇદે દએનઆઈ
(અશોને) (દરેક) (ખુદા) (હુઆરાધુ છું) (દીનને માટે)
અઇબી ગઇ રયા દઇથે—હુવરષતાચા અહુરાઈ
(હું અખત્યાર કરૂં છું) (નેક કામોને) (અહુરમઝદને માટે)
ક્ષનોથ્ર અહુરએ મઝદા—યઝાઇ હ.વ.રે ક્ષએતાઈ
(ખુશી કરવા માટે) (અહુરમઝદને) (હુંઇજુ છું) (ખુરશેદ ઇઝદને)
હ.વ.રે ક્ષએતહે ઝવરેચ—યઝમઇદે હુવસપાઇ
(ખુરશેદ ઈઝદના) (દૌવતને) (હુવખાણુ છું) (તેઝ ઘોડાવાળા)
ઉઘરે વહુમીઓ અહુરા—યઝમઇદે ક્રૂવાકાઈ
(જોરાવર) (આરાધવા લાયક) (અહુરમઝદને) (હુવખાણુ છુ) (ભણવાને માટે)
અમેષમ રએમ યઝમઈદે—અહુરા મર્ઝદીકાઇ
(અંમર) (નુરમંદ) (હુંઈજુ છું) (અહુરમઝદને) (દયાને માટે)
૨
અવરતર અહુરહે મઝદા—કેઆફ્રીદ માહ્રા મીથાઈ
(સરસ દરજ્જાનો) (અહુરમઝદ) (જે) (પૈદા કરનાર છે) (ચંદ્ર) (મેહેરઈઝદ)
હુમાબુદઓ હુમાહ્રસ્તઓ—હુમાબેદ ગેતી ફ્રદથાઇ
(જે હમેશાં હતો) (જે હમેશાં છે) (જે હમેશાં રેહેશે) (જગની) (વૃધિ માટે)
અહુરા મેહેસ્ત ઓદાના—તવાંના પાંના યઝાઇ
(અહુરમઝદ) (બુઝર્ગ છે) (દાના છે) (ઝોરાવર છે) (રક્ષક છે) (તેને આરાધું છું)
ઓ પરવરતાર ઓકેરફેગર—અવક્ષીદાર વિસ્પાઇ
(પાલન કર્તા છે) (સવાબકાર છે) (ગુનાહ બક્ષનાર છે) (દરેક)
અહુરા આફ્રીદ ઓઆવ—ઓઆતશ બાદ ઝાંથાઈ
(અહુરમઝદ) (પૈદાકરનારછે) (પાણીનો) (આતશનો) (પવનનો) (જન્મદેવામાટે)
અમેષેમ રએમ યઝમઈદે—અહુરા મર્ઝદીકાઇ
(અંમર) (નુરમંદ) (હુંઈજુ છું) (અહુરમઝદને) (દયાને માટે)
૩

૫ હરકેરકે પદીરમઓ—વહીશતેમ અહુમ નમાનાઇ
(હર સવાબી કામ કરવા) (કબુલ કરૂં છું) (બેહેસ્તના) (મકાનને માટે)
નેમો ઝેમો અષનો સ્ત્રાંમ—હુરો અઉરવત અરપાઇ
(નમાજહોજો)(ગેતીને)(આસ્માંનને)(સેતારાઓને)(ખુરશીદને)(તેઝઘોડાવાળા)
નેમો પોઉરો ખરેનંઘહ—અહુરમઝદા દરેથાઇ
(નમું) (એ પુર) (ખોરેહવાળા) (અહુરમઝદ) (તુને સમજવા માટે)
નેમો ઐર્યને વએઝહી—ઝરાથુશત્ર સપીતમાઇ
(નમું) (ઈરાન) (દેશને) (ઝરથુશ્ત) (સ્પીતમાનને)
સતાયમ આદીલો અહુરા—અશાઇ જાંન દઝધાઇ
(વખાણું છું) (રાસ્ત) અહુરમઝદને) (અશોઇ માટે) (જાન) (અર્પણ કરવા)
અમેષેમ રએમ યઝમઇદે—અહુરા મર્ઝદીકાઇ
(અંમર) (નુરમંદ) (હું ઈજું છું) (અહુરમઝદને) (દયાને માટે)

૪

## કૃષ્ણ-લીલા.

### ( ખ્યાલ ગુજરાતી—રંગત છોટી )



સુખદાતા દીનાના તમે સામ ઉદ્ધવજી
કરો દાસ ખાસના સર્વે કામ ઉદ્ધવજી....(ટેક)
સ્વામી ગોકુળના છો તમામ ઉદ્ધવજી
મથુરાના કાન મોહન મુદામ ઊદ્ધવજી
મુરલીના ગવૈયા આઠો યામ ઉધ્ધવજી
ગુણ ગાન કરણ છો ઠામે ઠામ ઉદ્ધવજી
દુઃખ હરતા સુખ કરતા સુનામ ઉદ્ધવજી
કરો દાસ ખાસના સર્વે કામ ઉદ્ધવજી

૧

કદી બીનદ્રાવન જાઓ છો ધામ ઉદ્ધવજી
કદી રહો છો ગોકુળ તણે ગ્રામ ઉદ્ધવજી
કદી ઘેરી ગ્વાલનીઓને આમ ઉધ્ધવજી
દહી દુધ ખાવો છો વિના દામ ઉદ્ધવજી
કદી ભકિત રસનુ દીયો જામ ઉદ્ધવજી
કરો દાસ ખાસના સર્વે કામ ઉદ્ધવજી

૨

બંસી ઝનકારી કરો નામ ઉધ્ધવજી
કરી બાલ ગ્વાલ સંગ ધુમ ધામ ઉધ્ધવજી
સૌ રટે ગોપ ગોપીઓ વામ ઉદ્ધવજી
ના કરે જેમાં રજ ભાર ખામ ઉદ્ધવજી
દઈ દીયો હીયામાં હવે હામ ઉદ્ધવજી
કરો દાસ ખાસના સર્વે કામ ઉધ્ધવજી

૩

જગ કરે નમનથી નમી સલામ ઉદ્ધવજી
કરે ભજન ન લાગે કોડી દામ ઉદ્ધવજી
ગયા રટી નસરવાં રામ રામ ઉદ્ધવજી
આરામ જેને દેઓ સ્વર્ગ ધામ ઉદ્ધવજી
આદીલ કથે છંદ ફર્સરામ ઉદ્ધવજી
કરો દાસ ખાસના સર્વે કામ ઉદ્ધવજી

૪

## જે છે તે ઇશ્વરનુંજ છે.

(ખ્યાલ ગુજરાતી—રંગત છોટી.)



શું કહે તું મ્હારૂં મ્હારૂં, ત્હારૂ શું છે
એક રામ નામના સિવાએ પ્યારૂ શું છે....(ટેક)
આં તન તેનું છે આં મન મંદર તેનું
ધન ધાન તેનું દોલત દુન્યા ઝર તેનું

સઉ ગાડી ઘોડા વાડી વનતર તેનું
કુલ મેહેલ હુવેલી ઝુંપડી ઘર દર તેનું
તે વણું બીજું આ જગમાં ન્યારૂં શું છે
એક રામ નામના સિવાએ પ્યારૂં શું છે

૧

જાગીર તેની છે શેહેર ગામ તેનું છે
આં હાડ માસ તેનું છે ચામ તેનું છે
કુલ ભકિત રસનું ભર્યું જામ તેનું છે
જગપતી નામ હર થામે થામ તેનું છે
જે છે તે તેનું ત્હારૂં મ્હારૂં શું છે
એક રામ નામના સિવાએ પ્યારૂં શું છે

૨

જલ થલ પૃથ્વિ આકાશ જે જણાએ છે
ગ્રહે તારા સિતારા શોભિત દેખાએ છે
ચંદ્ર ને સુરજ ફરતા ફેરા ખાએ છે
તે સૌનો કર્તા જગદીશ કહેવાએ છે
ભકિત વિન ભકતાને મન સારૂં શું છે
એક રામ નામના સિવાએ પ્યારૂં શું છે

૩

દીલથી ભકિત જે કોઇ દીલદાર કરે છે
ઇશ્વર તેનો પલમાં ઉદ્ધાર કરે છે
નઓશેરવાન ભકિત પર પ્યાર કરે છે
ઇશ્વર જેને દઇ મુકિત પાર કરે છે
આદીલ ભકિત વિન પ્રેમનો દારૂ શું છે
એક રામ નામના સિવાએ પ્યારૂં શું છે

૪



## કવિતા—દેવી—પ્રસન્ન.

### (ખ્યાલ ગુજરાતી—રંગત છોટી.)

શું નાર એક સુંદર રસિક જોઈ સ્વપ્નામાં
ના જોઈ હશે, ના જોશે કોઇ સ્વપ્નામાં....(ટેક)
શર્માએ ચંદ્રમાંભી કપાલ જોઇને
ઝંખવાએ શેર પણ સીનો ઢાલ જોઇને
લજવાએ હુંસોભી તેની ચાલ જોઇને
ચકડોળે ચઢે ચીત તેનો હાલ જોઇને
જોઇ ચેહેરો તેનો શુધ બુધ ખોઇ સ્વપ્નામાં
ના જોઈ હશે, ના જોશે કોઇ સ્વપ્નામાં
૧
શું લટક ચાલથી તે સુંદર ચાલી છે
હાથોમાં જેના મોહ માયાની જાલી છે
બે ઝુલ્ફ તેની પેશાંની પર કાલી છે
ઝેહેરી નાગન જાણે ડસવા વાલી છે
ભલ ભલાઓ બેઠા હાથ ધોઇ સ્વપ્નામાં
ના જોઇ હશે, ના જોશે કોઇ સ્વપ્નામાં
૨
તે નામથી ઝાહેરમાં નારી જાતી છે
પણ માહાન નરોમાં તેની વિખ્યાતી છે
બેઉ હાથમાં જેના પ્રેમ તણી પાતી છે
જે સુંદરતાની દેવી રાતીમાતી છે
એકા એક મુજ પર આવી મ્હોઇ સ્વપ્નામાં
ના જોઈ હશે, ના જોશે કોઇ સ્વપ્નામાં
૩
ઇંદ્રની પરીઓ તો કયાં તેની સમ છે
જોઈ એવી અપ્સરા મ્હારો નાકમાં દમ છે
શાહાઅલી વલી કહે દીલ જેનું હાતમ છે
શુભ નામ કવિતા દેવી બેઉ ઉત્તમ છે
આદીલે લડી મોતીની પોઇ સ્વપ્નામાં
ના જોઈ હશે, ના જોશે કોઈ સ્વપ્નામાં
૪

# તરકારીઓના નામો.

## ( ખ્યાલ ગુજરાતી—રંગત ઝરફી )

:o:

શેઠને કહે છે એમ શેઠાંણી—હું તો દીલથી બઉ મુંજાંણી
હવે તજો આણુંકાંણી—પાલો પ્રેમથી તેહવાર
રશોઇઆ તડાવો—જમન નાતનું કરાવો
સર્વે તરકારી મંગાવો—મ્હારા પ્રાણ આધાર......(ટેક)
જેજે બોલુ છું તરકારી—તે સઉ લખી લેજો સારી
દઉ છું નામો જે વિસ્તારી—કરજો તેપર બઉ વિચાર
દુધી બટાટા ને ડાંગર—ટાંમોટાં કાળી પુલાવર
કોબી બીટરૂટ ગાજર—સુરંણ ગામઠી અપાર
ભીંડા ગલકા ને તુરાઇ—મેઠી ભોઇપત્રી ચોલાઈ
પાલક ખટુંમડા સવાઈ—જુરી લેજો એક હઝાર
સફેદ કોહોળું મીઠા કંદ—ખ્વારફળી મન પસંદ
દીયે બીલમરી આનંદ—કમરખ કરવંદાંનો બાહાર
કાંદા રતાળુ કારેલાં—રાધારી ને લીલાં કેલાં
કંટોલાંબી ભેલાં સેલાં—ફનસ લેજો ફળદાર
રશોઈઆ તડાવો—જમન નાતનું કરાવો
સર્વે તરકારી મંગાવો—મ્હારા પ્રાણ આધાર

૧

વેંગણ તુરીઆં ને સૅલેરી—તાજી ગ્રીનફીશ ને ચોરી
દબળબીજ કાળી ધોરી—ભેગો કાકડીનો સણગાર
વલોર વાલ ને વટાણાં—ચણા ચોરા મથના દાણાં
મગ લીલા બઉ મજાણાં—જોઈ લેજો દાણાંદાર
સીંગ લેજો સરગવાની—હાથીચોક વટાંણાની
ભાજી ઘોલ ને સુવાની—પણી એકસો ને ચાર
તાજી ફ્રેંજબીજ મજાંની—ઉલકર સલગમ ને સુકાંની
કવરાબીજ જોઈ બીયાંની—લાવો જઈને બઝાર

પડોરાં તીનડોરાં જાંની—માચો મુલા તાંદલજાંની
ચોધારી ને ઝુંમકરાંની—પણી લેજો એકસો બાર
રશોઇઆ તેડાવો—જમન નાતનું કરાવો
સર્વે તરકારી મંગાવો—મ્હારા પ્રાણ આધાર

૨

ભાજી તાજી ટાંકલાંણી—આલુ માંથ ને દાભાંણી
ભેગી લેજો કોઠીમડાંણી—કાચાં ચીભરાં સ્વાદદાર
મરચાં કોઠમીર ને લસન—આંદુ લીંબુ છ દજન
મુળા વેલાતી સુરન—ભુલી જશો ના લગાર
પુદના ભેગી લીલી હલદર—મીઠો લીંબડો જેવો શાકર
કરજો કાંદાની કચુમર—રાઈનું ચટણી ને અચાર
વેહેલા હાતડીએ જાવો—લોટ ચણાંનો લઈઆવો
પુરી કચોરી કરાવો—જાવો લગાડો ન વાર
પુરનપોળી ને કંસાર—શીરો પુરી લેહેઝતદાર
ભજીયાં ખુબ મસાલેદાર—કરજો તેલમાં તઇયાર
રશોઇઆ તેડાવો—જમન નાતનું કરાવો
સર્વે તરકારી મંગાવો—મ્હારા પ્રાણ આધાર

૩

સમજી શેઠાંણીની વાત—શેઠે બાહાર કાઢયો હાત
લીધો રસોઇઓ સંગાત—ચાલ્યા બજારમાં જયાર
લાવ્યા તરકારીઓ જોઇ—તેને સંમરાવીને ધોઇ
ભટે બનાવી રશોઇ—જમવા આવ્યાં નરનેનાર
મોલ્લા ફલ્યાંમાના આવ્યાં—તેને બેસાડી જમરાવ્યાં
વાજાં ગાજાને વગડાવ્યાં—જમી ઉઠ્યાં હારોહાર
કહે છે **આદીલ** નઓશેરવાન—દીધાં સૌને ફુલ પાન
પછી ગાઇ ગાન તાન—કીધી રજની પસાર
લખે **આદીલ** નવા ખ્યાલ—થાય સ્રોતાઓ ખુશાલ
વાગે ચંગળી ચોતાલ—મળી શત્રુઓને હાર
રશોઇઆ તેડાવો—જમન નાતનું કરાવો
સર્વે તરકારી મંગાવો—મ્હારા પ્રાણ આધાર

૪

# મચ્છીઓના નામો.

( ખ્યાલ ગુજરાતી—લંગડી ઝરફી )



શેઠ મારા અપ ટુ ડેટ—લાવો મ્હારે કાજે ભેટ
તાજા તરફડતા પાંમફ્લેટ—જોઈએ ચાર ડઝન
મોટી મોટી માંગણ બોઇ—હુલવા ભીંગ સારા જોઇ
જેની બનાવી રસોઇ—આજે કરશું ભોજન....(ટેક)
જાવો જલદી હોડી ભાઇ—લાવો સારી જોઇ સુરમાઇ
કરલી મચ્છીની નવાઇ—નથી સમજો ગુની જન
કમલા ડાગુ ને મરોલ—લેવટા લેવટીણી અનમોલ
ભેગી લેજો તાજી ઘોલ—ખાઇને હરખે મન
શાંમશ કપાવી મજાંણી—વાકટી લેજો ન્હાંણી ન્હાંણી
થશે જીંગાંની બે વાંણી—બાંધો સુકાવા તોરન
તાજી કોલમ કાળુ ચાલટ—મુસી લેજો ન્યારી પાકટ
તાજા બુમલા ભેગું બેંગટ—લેજો તોલાવી બે મન
મોરવા તગલી ને ખજુરા—લેવટા લાલ બે મન પુરા
કરશે કાયરોને શુરા—તનનું વધારી વઝન
મોટી મોટી માંગણ બોઇ—હુલવા ભીંગ સારા જોઇ
જેની બનાવી રસોઇ—આજે કરશું ભોજન

૧

કુમપા ડાગુ લેજો પાલા—તવરા તાજા કાલા કાલા
મસ્તકીને ખાવા વાલા—રાખે બહુ સમજન
કાંનતી ધોણા ને અંબાર—જેનું ઠંડુ છે બઝાર
બાલુ બાંમટીનો બાહાર—કરે સરવેનું પોષન
લેજો ગીલસા બાંગરા ન્યારા—ભેગા ખજુરા ને દાહ્રારા
ચાંદ જોઇને લેજો સારા—થશું ખાઇને મઘન
મુશી મોરોસીની જાત—સમજો મદીલાની વાત
આવે મુશકેલીથી હાત—કરે જીવની જતન

હલકા ને હુસેની લાવો—એક આંખની લઈ આવો
ઝટપટ દોડી તમે જાવો—ધાવો બઝારે સજન
મોટી મોટી માંગણુ બોઇ—હલવા ભીંગ સારા જોઇ
જેની બનાવી રશોઈ—આજે કરશું ભોજન

૨

ચાકુ ચીકણી ચરબદાર—ખવલા ખાસા તરેહદાર
ખાતાં લાગે સ્વાદદાર—કરશું ખાઇને ચમન
લાંબા સમુંદરના સાપ—જેને ખાવામાં ન પાપ
સુરખી લેજો ચુપ ચાપ—તોલાવીને મણ તન
કુતરચાટુ ને સીંગારા—અવલા કવલાઓના ભારા
લાવી કરજો તેને ખારા—જજો બંન ગારડન
કાંમતી મલ્યા ચપલ તાજી—મળશે નદીમાં તો ઝાજી
ખાઈ થશું રાજી રાજી—કરશું આસ પુરન
પુરેપુરો જેનો સ્વાદ—આવે ખાંણુ ઉપર યાદ
બાકી રેહશે ના ફરીયાદ—સ્વાદે ભરાશે વદન
મોટી મોટી માંગણુ બોઇ—હલવા ભીંગ સારા જોઇ
જેની બનાવી રશોઈ—આજે કરશું ભોજન

૩

સમજી મચ્છીઓના નામ—ગુણી ગાજો તમે આમ
મ્હારૂં શાઅરીનું કામ—કથી નિરાળી કથન
કહે છે આદીલ નઓશેરવાન—ગાયાં નામો ને નિશાન
દીધું સદ ગુરૂએ જ્ઞાન—કહી ન્યારી ધરન
બાકી સાકી રહી સહી—જેબી હોય તે દેજો કહી
આગળ ગાવા હઉ નહી—સુનો સત્ય વચન
જો હોય શાઅરીનો દાવો—બીજા નામો ધુંદી લાવો
પછી મ્હારી સામાં ગાવો—થાવો ગુરૂને શરન
કથે આદીલ નવા ખ્યાલ—સખી ધોંસા ન્યારી ચાલ
ઝડે રોજની ટકસાલ—મથે નિરાળું મથન
મોટી મોટી માંગણુ બોઇ—હલવા ભીંગ સારા જોઇ
જેની બનાવી રશોઇ—આજે કરશું ભોજન

૪

## સખી.

સર નમાવું ચરણો પર—માહારા ગુરૂને માનથી
ભર સમાજે બાદ હું—ગાવું છું આદર માનથી
દેખડાવી જ્ઞાનની રાહ મને—કીધો જ્ઞાની અંતરજ્ઞાનથી
વાકેફ જેને મુજને કીધો—દીન અઈનના ફરમાનથી
ગુરૂ નામ પર સદકે બનું—એક દીલથી ને એક જાનથી
આદીલ બદલો પાંમશે—જેનો મિનોઇ જેહાનથી

## દઓર.

નમું સદ ગુરૂને મ્હારા આજ
પહેરાવ્યું જેણે જ્ઞાનનું તાજ
જેના હાથોમાં છે મ્હારી લાજ
છે આદીલ સદગુરૂનો મઓતાજ
છે ઘટઘટ ગુરૂ નામનું સીલ—રટોલે ગુરૂ અક્ષર આદીલ

## સખી.

શબ્દો જો મુખથી બોલો તો—બોલીને પાલજો
તોડો દીધેલો કઓલ તો—મોંઢાને બાલજો
ખોટો કદી ના વાએદો—બીજાને આલજો
આપો તો સાચા કઓલને—ન પાછો વાલજો
મુરદાર તુરરો હાથમાં—હરગેઝ ન ઝાલજો
આદીલ જે ચાલે ચાલ તે—ચાલોએ ચાલજો

## દઓર.

ફાર્ની આ દુન્યાદારી છે
ફના આખરે થનારી છે
ભકિત ભકતોને પ્યારી છે
ભકિતથી મુકિત ન્યારી છે
અદલ ગાવામાં વધેલો છે
ખ્યાલ આદીલથી શીખેલો છે

સખી.

શહનશાહી ડંકો ક્યાં ગયો માંદર ઇરાં તુજ નામનો
તાજોનો, તખ્તનો, ફૌજનો, જંગોનો, જંગ હંગામનો
પેશદાદી, ક્યાંની, હુખામણી, સાસાંની દૌડ દમામનો
ઢાલોનો, ગુર્જોનો તેગનો ખંજરનો, મર્દીનો, હામનો
થયો ગુમ સિતારો ક્યાં અરે! શહનશાહી ત્હારાં કામનો
શાદીનો, ખુશીનો, બઝમનો, સાકીનો, શિશાનો, જામનો

દઓડ

ઈરાં મુજ વહાલાં વતન ઇરાન
ગયું ક્યાં ત્હારૂં નામ નિશાન
ખીઝાં આવી ગુલશન દરમ્યાન
બાગ બેહેશ્તનો થયો વિરાન
બુલબુલો ઉડી ગયાં લાસાન
થયું આદીલ કાગોનું સ્થાન
મદદ યઝદાન જરી કરજે
સજીવન ઈરાં ફરી કરજે

૧

સખી.

સાત દ્વિપ નવ ખંડમાં ત્હારો પ્રભુ શુભ સાર છે
રચનામા, રચનોમા, રંગમાં, રાગોમા, જગ રચનાર છે
સર્વેથી તું અદીઠ છે વળી સૌમાં સરજણુહાર છે
મંદરમાં, મનમાં, મોહોમાં, માથામાં, મોહન મુરાર છે
જગદિશ જગનો જગપતિ જગેજગમાં જૈજૈકાર છે
આદીલમાં, અંતમાં, અર્થમાં, અવનિમાં, દસ અવતાર છે

દઓડ.

એક ધર નર તું નેક બખતી
સદા રેહેશે દવલત તપતી
ખીલવતો ના તું બદબખતી
ધોંસા પર ત્હારા પડી જપતી
સામે આદીલની ચંગ ધરશો
નોકને ખોઇ પાછા ફરશો

૨

( સખી )

સાચું કરો, સાચું ભરો–જુઠું બદીનું મુળ છે
સત જાણો જુઠાંને તમે–કાંટાની કાતીલ શૂળ છે
સાચાંને તજશે તે નહીં–જે જણને માંથે કુળ છે
સાચાનુ મોંહું પુલ છે–જુઠાંને મોંઢે ધુળ છે

( દચોડ )

સાચ ના તજો કદી નરનાર
સાચને આંચ નથી ઝીનહાર
સાચના સદા છે જેંજકાર
સાચના બેલી સર્જનહાર
સાચો સુર્ખરૂ ખુદા સનમુખ
સાચમાં સદા છે આદીલ સુખ

સખી.

શકિતનું બાંનુ જાણજે બેશક ત્રીગુલ છે
બ્રહ્માએ ચારો વેદમાં લખ્યું કબુલ છે
કલગી છે શકિત જોત જાણે જગત કુલ છે
તુરરો તારો મુરદાર સમજ ધેમ પુલ છે
કરજે પુરો ઉસ્તાદ જો ગાવાની ચુલ છે
આદીલને તનના હાથી પર ઝેવરની ઝુલ છે

દચોડ.

આદી બ્રહ્માંડમા ધુંધુંકાર
હતું સાંભળ છંદના ગાનાર
અવલ થઇ પ્રગટ જોત, તવાર
પછી થઇ કુલ સૃષ્ટિ તઈયાર
તેજ શકિત મંમ કલગી છે
નિરંજનથી નહીં અલગી છે

## ( બએત )



સુનો સર્વે દીનદારો દીનસ્વારીદાર
બનો બસ્તે કુશ્તીયાંનો કુલ બીદાર
ઉધરની તમારી આ વાડની ઓલાદ
જેને બાઝુબળમાં બનાવો પોલાદ
ને શાહનામું ગુજરાતી બએતોનું જે
ગોહર ફીરદુસીના ઓલેઓલ છે
તે વાંચો, ને વંચાવો ઘરમાં દરેક
બનાવો ભવિષ્યની અવલાદો નેક
એતકાદ દીન પર રખાવો તમામ
વડીલોને પગલે ચલાવો તમામ
ને નિતી, ને રીતી, ને પ્રિતી અજીત
શિખાડો ગુણોની તેઓને ગણીત
કે નિવડે આ ગેતીમાં એવાં અશો
બને તેઓ સ્યાવક્ષના જેવાં અશો

( આદીલ )

ફીરદુસીના ફારસી શાહનામાના ઓલેઓલ
તરજુમો, ગુજરાતી રંગીન બએતોમાં.
( કે જેના બાર વૉલ્યુંમો બાહાર પડી ચુકયાં છે. )

**દરેક વૉલ્યુંમની કીંમતઃ-રૂ. ૨-૦-૦.**

**રૂસતમ નઓશેરવાન માસતર (આદીલ)**

કેળાંવાલા બીલડીંગ બ્લૉક નં૦ ૭૪૯.
પારસી કૉલોની **દાદર.**

---

આ પુસ્તક શ્રી હીન્દ લક્ષ્મી પ્રેસ, કાલબાદેવી મુંબઈમાં મી૦ અમરચંદ લખમીચંદ બેહરે છાપ્યું છે. અને મી૦ રૂસતમ નઓશેરવાન માસતર (આદીલે) કેળાંવાલા બીલડીંગ બ્લૉક નં૦ ૭૪૯ પારસી કૉલોની દાદર મધેથી પ્રગટ કીધું છે.